*H. H. Sir Sultan Mahomed Shah*

*Agakhan.*

G. C. S, I. L. L D G. C. V O. Etc.

## HAZAR IMAM.



હાજર ઈમામ.

The Khoja Sindhi P. Press BOMBAY 9

# સૈય્યદ ઈમામશાહ—

તથા

# બાઇ બુઢાઇનો સંવાદ.

અને

## ગીનાન ૧૦ ગુગરીનાં.

છાપનાર તથા પ્રગટ કરનાર,

ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટ પ્રેસ ડીપાર્ટમેન્ટના

ઓ. સેક્રેટરી હુસેન શરીફ ધી ખોજા સીધી

પ્રિન્ટીગ પ્રેસ, ૧-૪ ડોંગરી સ્ટ્રીટ,

ભીમપુરા મુંબઇ નાં. ૯ માં

છાપી ત્યાંથીજ પ્રગટ કર્યું.

આવૃતી ૨ જી ] સન ૧૯૨૬ [ પ્રત, ૫૦૦

કિંમત રૂા. ૧.

# સાંકળીયું.

ગીનાન ૧૦ ગુગરીનાં





# સય્યદ ઈમામશાહ—

## તથા

# બાઈ બુઢાઈનો સંવાદ.

## ૧ લું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ નાના હતા ત્યારે આપણે ન પુછયું,
આનો આદ ગુર કેને કહીએ.—જીરેબાઇ જીરેબાઈ—૧

જીરેબાઇ આદગુર તે જે સહુની સુધજ રાખે,
સુધબુધ વિના આદગુર ન કહેવાય—જીરેબાઈ—૨

જીરેબાઇ આદગુર તે જે નરને દેખાડે,
નર વિના આદગુર ન કહેવાય—જીરેબાઇ—૩

જીરેબાઈ તે ગુર આદ અંત દોઇ તડ તારે,
ભુલણાંકું મારગે લગાડે—જીરેબાઈ—૪

જીરેબાઇ દોએ તડ માંહે જે ગુર તારે,
સોહીગુર પીર શમસજી આયા—જીરેબાઇ—૫

## ૨ જું ગનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઈ ધરમ દાહેરૂ બાઇ ધરમ દાહેરૂ,
તમે પોતે તે ઘર માંહે રહેજો—જીરેબાઇ—૧
જીરેબાઇ ધરમમાંહે બાઇ નરમીજ જોઇએ,
નરમી વિના નર નહી આવે—જીરેબાઇ—૨
જીરેબાઈ નરનારી જ્યારે એકઠાંજ બેસે,
તારે એકાતે વાત બાઇ કીજે—જીરેબાઇ—૩
જીરેબાઈ બાપ આપણો જ્યારે એ ધરમમાં નારી થઇ બેઠા,
ત્યારે અણુતનો સુવાગજ પામ્યુ—જીરેબાઈ—૪
જીરેબાઇ તે ગુર પ્રતાપે દાસજ બોલ્યા,
ઇમામ શાહ ઘર માંહે આવ્યા—જીરેબાઈ—૫

## ૩ જું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઈ શ્રેવા કીજે તારે બીજો કોઇ ન લીજે,
એકાંતે શ્રેવા નરની કીજે—જીરેબાઈ—૧
જીરેબાઇ અડધી રાતે હુરની શ્રેવા જો કીજે,
તો ગુરનર એકઠા આવે—જીરેબાઇ—૨
જીરેબાઇ બઉંતેર કુવાની જ્યારે જનોઇ પેરો,
તારે ધરમ બાઇ તમે પામો—જીરેબાઇ—૩
જીરેબાઇ પરધન પર માયાનો તમે ભાવ ન રાખો,
પર પુરૂષ બાપ ભાઇ નીરખો—જીરેબાઇ—૪
જીરેબાઇ અરદાસ માંગી પીર ઇમામ શાહ બોલ્યા,
હમતો ઇસ ઘર હાથ વેચાણાં—જીરેબાઇ—૫

# ૪ થું ગીનાન,



(રચનાર—સૈયદ ઇમામશાહ.)

જીરેબાઇ ચેતી ચાલો તો કાંકણ બંધાવો,
કાંકણ બાંધી કાંઇ નવ બોલો—જીરેબાઇ—૧

જીરેબાઇ મ્હાદન છુટો તો જપ તપ કરજો,
જપ તપ વિના નહિ છુટો—જીરેબાઇ—૨

જીરેબાઈ આસીસ અરસ કુરસનીજ ભણવી,
તે આસીસ વિના કેમ ઓળખાણ આવે—જીરેબાઇ—૩

જીરેબાઇ જયાં આવી અનત કરોડજ મલસે,
તારે તમે કયાં દેખાસો—જીરેબાઈ—૪

જીરેબાઇ સંસાર દીન ચાર હસતા રમતા જાસે,
ઇમામશાહ કહે ચેતીને ચાલો—જીરેબાઈ—૫



# ૫ મું ગીનાન,



(રચનાર—પીર સૈયદ ઇમામ શાહ.)

જીરેબાઇ ચાર પહોર હસતા રમતાજ જાએ,
તે માંહે ચાર ઘડી નુરની જાણો જીરેબાઇ.—૧

જીરેબાઈ ચાર ઘડીમાં ચાર જોતજ જાણો,
તે માંહે બે જોત ગુરની જાણો જીરેબાઇ—૨

જીરેબાઇ સમીસાંજની દુવા ગતસું રાખો,
તોબા તોબા ગુર નરસું કીજે જીરેબાઇ—૩

જીરેબાઇ કુંભ જલ વરત સુરભાણ વીમરસ રાખ્યુ,
તખત શાહનું પીછાણ્યું જીરેબાઇ—૪

જીરેબાઇ આસીસ દુવા સરવે તેઓનીજ જાણો
પીર ઇમામશાહ અરદાસ કરીને માંગે જીરેબાઇ—૫



## ૬ ઠું ગીનાન.



(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ ઘટની વેળાએ બાઈ સવેરા ઉઠો,
દાતણ પાણી સવેરૂ કીજે જીરેબાઈ—૧
જીરેબાઇ આસીસ દાતણની બીબી ફાતમાંસુ કીજે,
તો દાતણનું ફલ સાહેબ દેસે જીરેબાઇ—૨
જીરેબાઇ ચાર જુગ માહે અમે તમે એકજ હોતા
તે આજ ગુરની કલા માંહે બેઠા જીરેબાઈ—૩
જીરેબાઇ બાઇ બુઢાઈ તમને સીખામણ આલુ
તે ચીત રાખીને બાઇ ચેતો જીરેબાઇ—૪
જીરેબાઈ બાપને પરતાપે પીર ઇમામ શાહ બોલ્યા
તો સરેવા વિના કેમ છુટો જીરેબાઇ—૫

## ૭ મું ગીનાન.

(રચનાર—બાઇ બુઢાઈ.)

જીરેભાઇ હું છું ગુનેગાર બંદી તોએલી,
તમે કરો તે દયા ભાવ જીરેભાઇ—૧
જીરેભાઇ દયા રાખી વળી ઇમાન જ રાખો,
અમે સરણ તમારે બેઠાં જીરેભાઈ—૨
જીરેભાઇ ઘટમાંહે છે ઘટ અને તમારી વાચા,
તો અમારી નીદરાને ટાળો જીરેભાઇ—૩
જીરેભાઇ નીદરા ટાળી વળી સુધ બુધ દેજો,
તો દુનીયાનુ હિરસ ન લાગે જીરેભાઇ—૪
જીરેભાઇ દુનીયાને હિરસે બહુ જીવજ ભુલ્યા,
તેની સુધ ન પોતી કાંઇ જીરેભાઈ—૫
જીરેભાઈ તે ઘટ દેજો જેમાં પડદાજ ખુલે,
બાઇબુઢાઈ કહે તેરી દાસી જીરેભાઈ—૬

## ૮ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઈ ગુનેગાર તે જે ગુરના ચોરજ કહિયે,
જે વેદ વીચારી નવ ચાલે જીરેભાઈ—૧

જીરેભાઈ વેદ વીચારી ને ગુરનરને ધ્યાવે,
તે કાયકુ ગુનેગાર હોવે જીરેભાઇ—૨

જીરેભાઈ અરજ કરેગે તો નીયામત પાવગે,
હમ તમ હે ગુરકે ચેલે જીરેભાઇ—૩

જીરેભાઇ સાહેબ સહુની આસજ પુરે,
સોહી સાહેબ હે સુલતાન જીરેભાઈ—૪

જીરેભાઇ એવા વિના બાઇ મેવા ન હોવે,
મેવા તો સાહેબજીકે નામે જીરેભાઇ—૫

જીરેભાઇ ભણે ઇમામશાહ એહીજ વિનતી,
પડદા ખોલેગો મેરો અલ્લાહ જીરેભાઇ—૬

## ૯ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઈ.)

જીરેભાઈ પાયા ભેદ અબ કાયકું છીપાવો,
હમતો લેઇંગે તમારે પાસ જીરેભાઇ—૧

જીરેભાઈ અલાહ નીજર હમતો એકજ લેખે,
ઉનકે કરમસે ભેદ બતાવો જીરેભાઇ—૨

જીરેભાઇ સમજ વીના ગેમારજ રહેના,
જાકું આપણી નાંહી સુધ બુધ જીરેભાઈ—૩

જીરેભાઇ હમબી પાયા તો હમકુ છીપાવે,
તુમ દીલમેં ડર નહીં ધરના જીરેભાઇ—૪

જીરેભાઈ પડદા ખુલા અબ કાયકું છીપાવો,
હમ નહીં બોલે કોઇકે આગે જીરેભાઇ—૫
જીરેભાઈ બાપકા કહ્યા અમે ચીત માંહે રાખસું,
પીરજી તુમ તબ હમકુ દીઓ જીરેભાઇ—૬
જીરેભાઈ બાઈ બુદ્ધાઇ તમારી બેનજ કહીએ,
બાપ દોનુકાલી એક જીરેભાઇ—૭



## ૧૦ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઇ સાચું બોલો ગુરૂસેં સાચુંજ બોલો,
તો ગુર સહુનો સાથીજ થાશે જીરેભાઇ—૧
જીરેભાઇ અઢારે ફેરજંદ સુલતાનજ કહીએ,
તે એક બાપકા ફેરજંદ કહિએ જીરેભાઈ—૨
જીરેભાઇ ઓલીયા ફેરજંદ સુલતાનજ કહીએ,
બાઇ ઉનહોકી તું હે બેના જીરેભાઇ—૩
જીરેભાઈ ઓલીયા ફરમાનસે હમ વિનતી કહેવે,
તો બાઈ બુદ્ધાઇ હયે હમારી બેના જીરેભાઇ—૪
જીરેભાઇ પડદા ખુલા તો હુકમ હમકું રજા,
કરો હુશીયારિ જીવકી સંભારી જીરેભાઇ—૫
જીરેભાઈ પીર ઇમામશાહ રજાજ દેવે,
અબ સંવારો આપ સંભાળી જીરેભાઇ—૬



# ૧૧ મું ગીનાન,



(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ દીવસ ઉગે ત્યારે ધંધામાએ બેસીએ,
રાત પડે તો નીંદરા આવે જીરેભાઇ—૧
જીરેભાઈ આઠ પહોર દીન અમે એમજ રહીએ,
તો વઇકુંઠ કયાંથી લઇએ જીરેભાઈ—૨
જીરેભાઇ સંસાર જુઠો તે માંહે કોઇક ચેતે,
ચેત્યાં તેને દઇતનો ડર નહી લાગે જીરેભાઇ—૩
જીરેભાઇ દુષ્ટલોક બહુ નીંદાજ માંડે,
તે લોકુને સાહેબ ધાણીમાં પીલસે જીરેભાઇ—૪
જીરેભાઇ બાઇ બુઢાઇકી વીનતિ સુણો,
તો હમકુ ખમીયા ખુદા આલે જીરેભાઇ—૫

# ૧૨ મું ગીનાન,



(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઈ નીંદા થાય તેમાં રસ ઘણું જાણો,
તેમાંથી રસ ઘણું આવે જીરેભાઇ—૧
જીરેભાઇ નીંદા સુણો તો હમ ઘર મ આવો,
જઇ રહો પીયરીયાં માંહે જીરેભાઈ—૨
જીરેભાઇ ચાચા તાજદીને નીંદા જે સાંભલી,
તો ભરજોબનમાં જીવજ દીધા જીરેભાઈ—૩
જીરેભાઇ એવી નીંદા તો અમને ચીત માંહે ન આવે,
જે ચીત રાખું તો કેમ જીવાય જીરેભાઇ—૪
જીરેભાઇ જુમલો જમાત સરવે સ્વાર્થે લાગા,
અમરાપુરીકા જીવજ કોઈ જીરેભાઇ—૫
જીરેભાઇ અમરાપુરી લેના તો ખમીયાએ રહેના,
એતો ખમીયા વિના નહી આવે જીરેભાઇ—૬
જીરેભાઇ પીર ઇમામશાહ અરદાસજ બોલ્યા,
શાહ નીજાર આગલ હાથ જોડી જીરેભાઇ—૭

# ૧૩ મું ગીનાન,



( રચનાર—બાઇ બુઢાઇ. )

જીરેભાઈ તમે તો સરવે મેલીને બેઠા,
પણ અમને સાસરિયામાં રહેવું જીરેભાઇ—૧

જીરેભાઇ અમારા સાસરા બહુ બલવંત કહીયે,
તે સય્યદ જલાલજાની જેવા જીરેભાઇ—૨

જીરેભાઇ પાછાઉકા પીર તે બહુ વાતુ પીછાણે,
ત્યાં એ નીંદા થાય તો પીર નીચુ જોવે જીરેભાઇ—૩

જીરેભાઈ લાજ શરમ જયારે કુટુંબકી ન રહેવે,
તારે જીવ્યું ન જીવ્યું કહેવાયે જીરેભાઇ—૪

જીરેભાઇ તમે તો નાગા થઇને ફકીરજ થાશો,
પણ અમારે કેમ કરી ચાલે જીરેભાઇ—૫

જીરેભાઈ સ્વાર્થ કારણ સહુ કોઇ આવીને મલસે,
જો કતલ આવે તો નાસી જાય જીરેભાઇ—૬

જીરેભાઇ બાઇ બુઢાઇ છોકરી એવી તરેહ બોલ્યા,
જાહેર થઇ ન રહેવાયે જીરેભાઇ—૭



# ૧૪ મું ગીનાન,



( રચનાર—સય્યદ ઇમામશાહ. )

જીરેબાઇ મોટપ જોસો તો મેળા નહી થાસે,
સંસારમાં વગોતા રહેશો જીરેબાઇ—૧

જીરેબાઇ સાસુ સસરા તેરા મોટેરા કહીયે,
પણ તેરે બાપકા હુએ દરવાન જીરેબાઇ—૨

જીરેબાઇ તારે મારે હવે કાંઇ નથી બોલવું,
આજ દહાડાથી કોલજ ચુકું જીરેબાઇ—૩

જીરેબાઇ હવે અમારે પુરી ફકીરીજ લેવી,
તે હાજર બેગની સાથે જીરેબાઇ—૪
જીરેબાઇ અમારી પાસે તો કાંઇજ નથી,
ભાઇયોએ પણ કાંઇ નવ દિધું જીરેબાઈ—૫
જીરેબાઇ તારે બાપે તો અમને ઇમાનજ આલ્યું,
તસ્બી સાકર હાથેસું દીધી જીરેબાઈ—૬
જીરેબાઇ તમારે સંસારમાં હજી હજાર વરસ રેહવું,
અમારે તો અજર આવીને બેઠો જીરેબાઈ—૭
જીરેબાઇ ભણે પીર ઇમામશાહ સાંભલો બેના,
અરજ અમારી એહી જાણો જીરેબાઇ—૮



## ૧૫ મું ગીનાન.



( રચનાર—બાઇ બુઢાઇ. )

જીરેભાઈ અરજ તમારી તમે આપેજ બુજો,
અને અરજ અમારી તમ પાસે જીરેભાઇ—૧
જીરેભાઇ અરજ કરતાં કાંઈ વીલંબ ન કીજે,
ઇસ અરજમેં શાહ નીજાર જીરેભાઇ—૨
જીરેભાઇ કીરીયા કરવી તો આસણ અહિજ રેના,
તો નાત જાત મરમ ન રહેવે જીરેભાઇ—૩
જીરેભાઇ એક મ્યાન દો તલવાર ન છાજે,
હમ ભુલણાકું મારગે લગાડો જીરેભાઇ—૪
જીરેભાઇ અમે જાણીયે કે બેઉ મારગ રાખીયે,
પણ દીસે છે દોયલો ઠામ જીરેભાઇ—૫
જીરેભાઇ દીનકા નગારાં મેરે દિલમે વાગ્યા,
હમબી ચલેગે તુમારે સંગાથ જીરેભાઈ—૬
જીરેભાઇ બાઇ બુઢાઇ અરજ વીનંતીજ બોલ્યા,
તમે સાંભલો રીસામણા ભાઇ જીરેભાઇ—૭



## ૧૬ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ તમે પોતાના જીવ કાજે ચાલો,
તે પણ જોત દેખીને તમે આવો જીરેબાઈ—૧
જીરેબાઇ વણુ કાજે વણુ અરથે કોઈ ન આવે,
વલી સહુ કોઇ સરગજ માંગે જીરેબાઇ—૨
જીરેબાઇ અમે તો સરગ નાનપણુમાં દીઠું,
તે પણ બાપના વચન પરતાપે જીરેબાઇ—૩
જીરેબાઇ તે સરગ તમે આજેજ માંગો,
ત્યારે અમે કયાંથી દઇયે જીરેબાઇ—૪
જીરેબાઇ કીરીયા કરસો તો તે ઠામેજ પહોંચો,
વલી હુરાંઉસુ હોયસે મેળો જીરેબાઇ—૫
જીરેબાઇ જીવતે અમરાપુરી કોઇ ન માણે,
અને મુઆ પણ કોઇકને જડશે જીરેબાઈ—૬
જીરેબાઇ ભણે પીર ઈમામશાહ એજ વીનતી,
કીરીયા વિના કોઇ નવ પામે જીરેબાઈ—૭



## ૧૭ મું ગીનાન.



(રચનાર—બાઈ બુઢાઇ.)

જીરેભાઇ સરવે સંસાર સંવે રંગજ મેલ્યા,
હવે કીરીઆકા ભેદ બતાવો જીરેભાઈ—૧
જીરેભાઇ જીસ કીરીયામે જીવ ધારણા રહેવે,
સોહિ ધારણાકા ભેદ બતાવો જીરેભાઈ—૨
જીરેભાઇ ઘર બેઠાં હમ બંદગીજ કીજે,
જીસમેં અલા મેરા રીઝે જીરેભાઇ—૩

જીરેભાઈ સુતક પાતક જોવે દીલકાબી તાળા ખુલે,
અંદર મુગતી મેવા પામે જીરેભાઇ—૪
જીરેભાઇ બહોતેર કોઠે બીચ નગાનં વાગે,
એસા ભેદ હુમકું બતાવો જીરેભાઇ—૫
જીરેભાઈ જંત્રી આગળ નાભ કમળ છાજે,
ઉસમેભી જોતજ આવે જીરેભાઈ—૬
જીરેભાઇ બાઈ બુધ્ધાઇ તમારો એનજ બોલે,
જીયું અજંપીઆ જાંપ આવે જીરેભાઇ—૭



# ૧૮ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઇ ભર જોબન પહેલાં વારીને લીજે,
તો કામ કીરોધ નવ કીજે જીરેબાઇ—૧
જીરેબાઇ મોટપ માંહેથી જારે નાનપ લીજે,
તારે બ્રહ્મ કલા રીદહે આવે જીરેબાઇ—૨
જીરેબાઈ ગરીબ મુસાફરની શેવાજ કીજે,
તેના આગળ હાથ જોડીજે જીરેબાઇ—૩
જીરેબાઇ અનસીયા સતિ આહ સતીજ કહીએ,
સરવે ઉન પીછે ચાલે જીરેબાઇ—૪
જીરેબાઈ ધરૂપતિ સરીખી કોઇ નાર ન કહીએ,
સો બી કીરીઆસું નવ બોલે જીરેબાઇ—૫
જીરેબાઈ માતા કુંતા સરીખી કોઈ સીલ ન કહીએ,
જાકું દેવ સલામે આવે જીરેબાઈ—૬
જીરેબાઇ તારારાણી સરીખો કોઇ સીલ ન જાણો,
વીશવામીત્ર હાથ વેચાણા જીરેબાઇ—૭
જીરેબાઇ સીતા સરીખી કોઈ સતી ન દેખી,
જેણે શબ્દ ગુરકા રાખ્યા જીરેબાઇ—૮

જીરેબાઇ એસા સીલ જબ ઉનહોને રાખ્યા,
તારે બઉતેર કોઠે વાજાં દીઠા જીરેબાઇ—૯

જીરેબાઇ જંત્રી વાજાં તો ઉનહોકું સોભે,
જેણે કરોધ સરવે કહાડયા જીરેબાઇ—૧૦

જીરેબાઇ અજંપીઆ જાંપ તો ત્યારેજ આવે,
જયારે ઉનહો સરીખા જીવજ થાય જીરેબાઇ—૧૧

જીરેબાઇ પીર ઇમામશાહ એવી વાણીજ બોલ્યા.
કે સોહોબત જોઇને ચાલો જીરેબાઇ—૧૨

## ૧૯ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ એવી વાતુ તમેઃ અમને. સંભલાવો,
તો એ વાતું આગલ કેમ ન કહીયું જીરેભાઇ—૧

જીરેભાઇ તે વેલામાં અમે કયાંજ હોતા,
તે વેદ કંથો મોરા ભાઇ જીરેભાઇ—૨

જીરેભાઇ તે વેલા તમો આજેજ જાણો,
તે સતિયુંને પ્રતાપે અમને આપો જીરેભાઇ—૩

જીરેભાઇ જે કહો તે અમે આજેજ માનીયે,
જો ફરમાવો સો સીર ચડાવું જીરેભાઇ—૪

જીરેભાઇ કામ કરોધ અહંકારજ મેલ્યા,
કહોતો કોઇસું વાત ન કીજે જીરેભાઇ—૫

જીરેભાઇ આસણ દીઓ હવે આસ તમારી,
ગુર કબીરદીનકી હીયારી જીરેભાઇ—૬

જીરેભાઇ જુગા જુગકા અબ ભારજ ટાળો,
તો મેળા બીબીઓકા હોવે જીરેભાઇ—૭

જીરેભાઈ જોત વિના કુછુ ન હોવે,
ખાલી ભાંડે કામ ન સીજે જીરેભાઈ—૮

જીરેભાઇ બાઇ બુઢાઇકી વીનતીજ એસી,
ચીત રાખો મોરા ભાઈ જીરેભાઈ—૯

## ૨૦ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ સુણો ગીનાન અબ ચીતજ ધરણા,
આ તો ધુવા સુનત સંવારે, જીરેબાઇ—૧

જીરેબાઇ ધોઆ સુનત જબ તુજકું આવે,
તબ ઘટ માંહે જોતજ હોવે જીરેબાઇ—૨

જીરેબાઇ ઘટકી જોત જબ દિલમાં આવે,
તબ તાળી ઓંતેર કોઠે લાગે જીરેબાઇ—૩

જીરેબાઇ તાળી આવે તારે તાળાંજ ખુલે,
તબ અનાજ કોઇ ઘર ન ખાવે જીરેબાઇ—૪

જીરેબાઇ એહી જંત્ર તમ જોર કરેસે,
તો અજંપીયા જાપ સુજેંગા જીરેબાઇ—૫

જીરેબાઇ આપ ઘટ માંહે બહુ દ્રસ્ટી પોંચેગી,
તબ તુમ હુમ વાંહાં ભેળાં હોઇગા જીરેબાઇ—૬

જીરેબાઈ ભણે પીર ઇમામ શાહા કંઇ વીલંબ ન કીજે,
આ તો હાથે રાંધીને ખાઇજે જીરેબાઇ—૭

## ૨૧ મું ગીનાન.

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ ધુઆ સુન્નત હુમ ભેદ ન જાણે,
તુમ આપહી હુમકું સીખાવો જીરેભાઇ—૧

જીરેભાઇ ખાણા પીણા હુમ હાથે પકાવે,
અબ દાસીસું કામ ન લેણાં જીરેભાઇ—૨

જીરેભાઇ તુમ કહો સો હુમ ધંધાજ કરે,
ભાતું ભાતુંકા ગુલ સીવે જીરેભાઇ—૩

જીરેભાઇ ઉસ ધંધેમેં લેકે ખાણાંજ ખાવે,
ઓર પેટકું પાટા બી દેવે જીરેભાઇ,—૪
જીરેભાઇ જીસ બાતોંસે અલ્લાહ નબીજો રાજી,
જીસમેં મારગ સોએલા પાવે જીરેભાઇ—૫
જીરેભાઇ આપણે નાને દાદે ઉપર કસણી જો વીતી,
તો આપણ ઉસસેં મોટેરે નહિ જીરેભાઇ—૬
જીરેભાઇ બાઇ બુઢઇકી વિનતીજ સુણો,
હમતો શાહાજીકે હાટ બેચાણી જીરેભાઇ—૭



## ૨૨ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઈમામશાહ.)

જીરેભાઇ વીનતિ તમારી અમે ચીતમાંહેજ રાખું,
તો ચીત મન એક પીછાણો જીરેભાઇ—૧
જીરેભાઇ સર દિધું તારે કેવો ભય છે,
તે ભયને તમે મેલીરે દેજો જીરેભાઇ—૨
જીરેભાઇ સતપંથ એવા માંહે ભય છે કેવો,
સતપંથસું રાખો એવા જીરેભાઇ—૩
જીરેભાઇ જીકર ફીકર પહેલાં ચીત માંહેજ રાખો,
તો ધુવા સુનત સીર લેજો જીરેભાઇ—૪
જીરેભાઇ ધુવા સુનત મૌલા અલીકી કહીયે,
જીસકે જાંપસે બરકત આવે જીરેભાઇ—૫
જીરેભાઇ બરકત આવે ત્યારે સબ કુછ પાવે,
તો ઇમાન બી સાબત રહેવે જીરેભાઇ—૬
જીરેભાઇ ભણે પીર ઈમામશાહ કેટલું સમજાવું,
તમે થોડા માંહેથી થુડ લેજો જીરેભાઇ—૭



# ૨૩ મું ગીનાન.

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ થોભ કારણ બહુ દુઃખ દોયલા,
પહેલું આચરણ દુધજ જોઇએ જીરેભાઇ—૧
જીરેભાઇ દુધ આચરણ તે તમેજ થાઓ,
તો હમકુભી દુધ શોહાવે જીરેભાઇ—૨
જીરેભાઇ મેરણનો શું કામજ દીસે,
જો દયા કરો મોરા ભાઇ જીરેભાઇ—૩
જીરેભાઇ જગેઆ મગેઆ પેહેલી માટીજ જોઇએ,
સોહી માટી તેરી કાયા જાણું જીરેભાઇ—૪
જીરેભાઇ મેરણ એક તીલ હમકું ચખાવો,
દુજા કાયકું મેરણ ચાહીએ જીરેભાઇ—૫
જીરેભાઇ ગરત ગોળો જબ આવી તરેહે મલે,
પછે કયસા વલોણા વલોવે જીરેભાઇ—૬
જીરેભાઇ બાઇ બુઢાઇ છોટેરી આંખે,
અને આપણા જીવને સમજાવે જીરેભાઇ—૭

# ૨૪ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઇ સમજવું બહુ મુશકીલ જાણો,
એવા સમજે તો સારા સંસાર જીરેભાઇ—૧
જીરેભાઇ અષ્ટ કરોડ બ્રહ્મા તપજ સાધ્યા,
તો એ મેરણ ઉનુ હાથ ન આયા જીરેભાઇ—૨
જીરેભાઇ નવખંડ પરથવિ સલામજ કીધા,
તોય મેરણ કેને નવ દીધા જીરેભાઇ—૩
જીરેભાઇ અઢાર ભાર વનસપતિ પાન પાન શોધ્યા,
તોભી મેરણ હાથ ન આયા જીરેભાઇ—૪

જીરેભાઇ સાત સાયર મેં જા કર શોધ્યા,
તોય મેરણ નહી પાયા જીરેભાઇ—૫
જીરેભાઇ ગરત બી તબ હાથુજ આવે,
જબ સાચા મેરણ હાથ લાગે જીરેભાઇ—૬
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ સાંભલો બહેના,
આતો મેરણ મલસી દોએલા જીરેભાઇ—૭

## ૨૫ મું ગીનાન.

(રચનાર—બાઇ બુઢાઈ.)

જીરેભાઇ નવ ખંડ પૃથ્વી તો નારાયણ બુજે,
બ્હુાંસે રસ હમકુ દેના જીરેભાઇ—૧
જીરેભાઇ અષ્ટ કરોડ બ્રહ્મા હમ તુમહીકુ જાણે,
ઓર કાઇકુ ઢુંઢણ જાવે જીરેભાઇ—૨
જીરેભાઇ અઢાર ભાર વનસ્પતી તેરે હાથકે નીચે,
પાત પાત હય તેરા મુખ જીરેભાઇ—૩
જીરેભાઇ સાત સાયર તેરી કાયામા ભણીયે,
હમ ઉબ્હાસે મેરણ માગે જીરેભાઇ—૪
જીરેભાઇ બાઈ બુઢાઇ કેતાક કહેવે,
તમે દયા કરોને દીવાન જીરેભાઇ—૫

## ૨૬ મું ગીનાન.

(રચનાર— સય્યદ ઇમામ શાહ.)

જીરેભાઇ દીવાન હાકમ તો અલ્લાહકુજ કહીયે,
જીસકી કુદરત હય સબ સારી જીરેભાઇ—૧
જીરેભાઈ સબ કુછ લે તેરી કાયામેં કીના,
સો હમતો હય ગરીબ નીઆરી જીરેભાઇ—૨
જીરેભાઇ હમ તુમ દોનું એકજ કહિયે,
પણ શબ્દ રૂપજ નીયારા જીરેભાઇ—૩

જીરેબાઇ શબ્દ હેવે તબ બુધજ આવે,
સો કાચે પાચે બુધ નાહિ જીરેબાઇ—૪
જીરેબાઇ કાચે પાચે જે કોઇ બુધજ રાખે,
સો તો ફીર ફીર અવતાર લેવે જીરેબાઇ—૫
જીરેબાઇ અવતાર લીયા તો જનમ ગમાયા,
સો કાંહાસે મુક્તી મારગ પામો જીરેબાઈ—૬
જીરેબાઇ ભણે પીર ઇમામશાહ સાંભલો બહેના,
સમજ વીના સુધ નહીં પાવો જીરેબાઇ—૭



## ૨૭ મું ગીનાન.

(રચનાર—બાઇ બુઢાઈ.)

જીરેભાઇ ખોજી ખોજીને હમ મારગ પાયા,
સો કાચા મારગ નહી જાણું જીરેભાઇ—૧
જીરેભાઇ અવતાર હમારા સો ઇસ ઘટમાંહે આયા,
તબ સુરાણ સંઘલ સવારેઆ જીરેભાઈ—૨
જીરેભાઇ અણુતકા ધણી મેરા બાપજ કહીયે,
જીસકુ સરવે સુજના હોતી જીરેભાઇ—૩
જીરેભાઇ જીસકી સરણાગતે સબ કોઇ રહેવે,
ઉનકી જુગતી નીયારી જાણો જીરેભાઇ—૪
જીરેભાઇ તીસકે મુખસે હમ ઇયું સુનીયા,
કે હમસે મોટેરા ભી હોવે જીરેભાઇ—૫
જીરેભાઈ એસા શબ્દ હમ બાવાકા સુનીયા,
તબહી હમ તુમકુ કહેવે જીરેભાઈ—૬
જીરેભાઇ ભણે બાઇ બુઢાઇ સુણો મેરે મોટા,
યેહી ભેદકી સુધ હમ પાઇ જીરેભાઈ—૭



## ૨૮ મું ગીનાન.



(રચનાર— સય્યદ ઇમામ શાહ.)

જીરેભાઈ ભેદ જો પાઈયા સો હમકુ બતાવો,
તો હમબી સુખ કછુ પામે જીરેભાઈ—૧
જીરેભાઇ સુખ આવે તબ દુખ બી આવે,
હમહેએ નાનેરા તેરા ભાઇ જીરેભાઇ—૨
જીરેભાઈ અણતકા ધણી તેતો મોટેરાજ કહીયે,
જીસકી સાંખેઆ નવ ખંડ જાણો જીરેભાઈ—૩
જીરેભાઇ મુખકી બાતા જો તુમને સુનેઆ,
ઉસકી હમકુ ખબર નહી કાંઇ જીરેભાઇ—૪
જીરેભાઈ ખબર મીલે તો ઉસ સબ્દ પર ચલણાં,
તબ તો મેલા દિનકા પાવે જીરેભાઈ—૫
જીરેભાઇ દિનકા મારગ એહીજ કહીયે,
જબ સબ્દ સુણીયે' અપને કાન જીરેભાઇ—૬
જીરેભાઈ ભણે પીર ઇમામ શાહ હમકુ સંભલાવો,
તો મોક્ષ મારગ હમ્બી પાવે જીરેભાઇ—૭

## ૨૯ મું ગીનાન,



(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ મોક્ષ મારગકી સુનારે બાતાં,
હમસે ભલે પુછો એહી બાતા જીરેભાઈ—૧
જીરેભાઇ સોને રૂપેકા હેએવેઠ તુંમ હાથે,
ઓર તરૂઆ કડુઆ બીરાજે જીરેભાઇ—૨
જીરેભાઇ તરૂઆ કડુઆકી સુધ જો હોવે,
તો હમબી સોનેકા મુલ પાવે જીરેભાઈ—૩

જીરેભાઈ જીસ વખત બાવા જોમા સીપારેઆ,
તિસ વખત હમ હજુરી માંએ બેઠા જીરેભાઇ—૪
જીરેભાઇ જબ સહેદ સાકરમે મુખમાંહે દીતી,
તબ બાવાને વચન એહિ બોલા જીરેભાઇ—૫
જીરેભાઈ જાગતી જોત સબ તુજ કુજ દીના,
એહી બાવાકે મુખસે હમ સુનેઆ જીરેભાઈ—૬
જીરેભાઇ નવખંડ માંહે બાવા બ્રહમાજ કહીયે,
અએસા શબ્દ હમને પાયા જીરેભાઇ—૭
જીરેભાઇ ભાઇ ભુઠાઇ સાચી વાતજ કહેવે,
છેડા તુમારા તબહી પકડેઆ જીરેભાઇ—૮

## ૩૦ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઇ તેના છેડા પકડા જેણે નવખંડ સરજ્યા,
અને સરજ્યા તે સંસાર સારા જીરેભાઇ—૧
જીરેભાઈ આદ ભરમ્હાતે આપણા બાવા જાણો,
જીસથી ચારે ઈ વેદ પ્રકાસેઆ જીરેભાઈ—૨
જીરેભાઇ બાપનીયુ વાતું જો તમે ચીત માંહે ધરસો,
તો તુમકું ભાઈ ન બોલાવસે કોઈ જીરેભાઇ—૩
જીરેભાઈ તુજકુ માતાદેવે ને તેરા ભાઈજ દેવે,
દેવે માન સો બહોત બહોતેરા જીરેભાઇ—૪
જીરેભાઇ અમારી પાસેતો ખાવા પીવાજ નથી,
અને નહી હએ જુમલા જમાથ જીરેભાઇ—૫
જીરેભાઇ ખાવા પીવાકી હમકું ઓસીઆરી,
હમસું બહોત બી નહિ કુછ હોવે જીરેભાઇ—૬
જીરેભાઇ પીર ઈમામ શાહકી સુંનો એ વાણી,
એસે ભુખે હે એ પેટ અપારી જીરેભાઇ—૭

# ૩૧ મું ગીનાન.

(રચનાર—બાઈ બુઢાઈ.)

જીરેભાઇ ભુખેઆ તરસીઆકું ખુદા રોટીજ દેવે,
ઓર માન બહોત બહુમા હાથે જીરેભાઇ—૧
જીરેભાઇ જુમલા જમાત સરવે ખુદાકાજ કહીયે,
ઓર ધન માલ હુએ સબ તેરા જીરેભાઈ—૨
જીરેભાઈ મેરા માલ હો સો તેરી સાત પેઢી ખાવે,
અબ ભલે ખાવ હમકું હુએ ઉઠણાં જીરેભાઇ—૩
જીરેભાઇ તેરી ફકીરી સો હમહી કબુલી,
કબુલેગેં કાજી મુલ્લાં પાસ જીરેભાઇ—૪
જીરેભાઇ દીનકા સોદાસો ખંડા કેરિ ધાર,
જે કાચ્યરે હોએ સો નરગે જાવે જીરેભાઈ—૫
જીરેભાઇ હિરા મોતીકા અબ ગાંઠડી લીની,
જીસમે મોક્ષ મારગ સબપાવે જીરેભાઈ—૬
જીરેભાઇ ભણે બાઇ બુઢાઇ ઉમત નબીકી,
અબ છેડામેરે સીરપર વાસો જીરેભાઈ—૭

# ૩૨ મું ગીનાન.

(રચનાર—સચ્યદ ઇમામશાહ.)

જીરેબાઇ ઉમત નબીકી સારા સંસાર કહિએ,
તિયું પીર પેકાંબર સુલતાન જીરેબાઇ—૧
જીરેબાઇ સબ નબીયોમેં હુએ નબી સરદાર,
જીસ પર કુરાન ઇરફાન આયા જીરેબાઇ—૨
જીરેબાઇ અબ કરલો જીવકે મુગતીકી બાતાં,
ઓર દુજી બાતાં નવ કીજે જીરેબાઇ—૩

જીરેભાઇ ઓર બાતામાંહે ભેદ ન આવે,
તો કરો અબ ભેદકી બાતાં જીરેભાઇ—૪

જીરેભાઇ નહી હુએ ઠામ હમારા નહી હુએ ધગ,
ઓર નહી કોઇ તકીઆ કીના જીરેભાઇ—૫

જીરેભાઇ હાજર બેગસું હમ અરજજ કીના,
ઓર હુઆ સુનત ભેદ લીના જીરેભાઇ—૬

જીરેભાઇ હાજર બેગસું જાઇ કુંભ જલ થાપો,
પછે કુંભ જલ થાપો મેરે હાથું જીરેભાઇ—૭

જીરેભાઇ ભણે પીર ઇમામશાહ ઇમાનજ રાખો,
નહીંકાં દીન દુનીયાં બેઇથી જાશો જીરેભાઇ—૮

## ૩૩ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ દીન દુનીયાશું જબ હમ જાવે,
તબ બંધન તુમારા કીયું રહેવે જીરેભાઇ—૧

જીરેભાઇ હાજર બેગ આગલ હમ કીસ વખત જાવે,
સોહી જાનેકા વખત ફરમાવો જીરેભાઇ—૨

જીરેભાઇ સોહિ વખત હમ ચીતમાંહે રાખીએ,
ઓર ઠામ ઠેકાણું બતલાવો જીરેભાઇ—૩

જીરેભાઇ કોનસા ઠામ વળી કોનસી પુજા,
સોહ ભેદ કહો મોરે ભઇયા જીરેભાઇ—૪

જીરેભાઇ જોત મુંગત હમતો કણુએ ન દેખી,
ઓર નહી કુછ બુજે ઉસકા ભેદ જીરેભાઇ—૫

જીરેભાઇ તુમહી બતાવો હમકું યે ભેદ,
તો જાવે હાજર બેગકે પાસ જીરેભાઇ—૬

જીરેભાઇ નહી કુછ જાને હમ નહી કુછ બુજે,
સો કીયું કર જાવે ઉનકે આગે જીરેભાઇ—૭

જીરેભાઈ હાજર એગકું કીયું બુલાવે,
સોહી ભેદ બતાવો હમકું આજ જીરેભાઇ—૮

જીરેભાઈ બાઈ બુહાઇ ભણે જજમાન તેરિ,
હમકું સબક સીખાવે પીર સોઇ જીરેભાઈ—૯



# ૩૪ મું ગીનાન,

( રચનાર—સય્યદ ઈમામશાહ.)

જીરેભાઇ સબ્દકે જજમાન સબ કોઇ રહેવે,
પણ નબીજી હુએ સબોંકે પીર જીરેભાઇ—૧

જીરેભાઇ અપને ઘરમે જજમાની ન ચાહીયે,
અપનતો હુયે અલીકે ગુલામ જીરેભાઇ—૨

જીરેભાઈ હાજર એગ તો અપને દરવાજે ગુલામ,
પણ દોલત ભાઇયોને ઉનેહે દિતી જીરેભાઇ—૩

જીરેભાઇ ઉનકુ સુધ સરવે પીયુજી કેરી,
હમતો હુએ બાલક સરૂપ જીરેભાઇ—૪

જીરેભાઇ બાપકે બારણે બેઠકજ હોતિ,
તીયાં થાપના થાતી સાચી જીરેભાઈ—પ

જીરેભાઇ તમારે સાસરેકે ઘર કુરાન બહોતેરા,
ઓર તસબી કુરાનકી બુજે જીરેભાઇ—૬

જીરેભાઇ હમારે ઘરમેં બી કુરાન બુજે,
ઓર કુછ અમલ નહી જાને જીરેભાઇ—૭

જીરેભાઇ સોહી બાતાં જો જાહેર હોવે,
તો મુસલમાન નીકલ કર મારે , જીરેભાઈ—૮

જીરેભાઇ ભણે પીર ઇમામશાહા હમકું હુયે બીક,
ઉસ કારણ થર થર કાંપે જીરેભાઇ—૯



# ૩૫ મું ગીનાન.

( રચનાર—બાઇ બુઢાઇ. )

જીરેભાઇ થર થર કાયકું મન ખોફજ લાવો,
હમ સબ બુજે તમારી બાતાં જીરેભાઇ—૧
જીરેભાઇ સતપંથકી રાહા સાચી જાણો,
એતા હમબી સમજે સાર જીરેભાઇ—૨
જીરેભાઈ બાપકે ડેલેમેં કરજો પુજા,
તો જો ચાહીએ સો હમ મંગાવે જીરેભાઈ—૩
જીરેભાઇ ખાંડ ગરથ ઓર પાણી ચાહીએ,
ઓર મેવા અનેક મંગાવે જીરેભાઈ—૪
જીરેભાઇ એલચી જાવંત્રી ઓર જાયફળ ચાહીએ,
લવીંગ ઓર કુછ સામાન જીરેભાઇ—૫
જીરેભાઇ ઠામ વાસણ સરવે મંગાવું,
જો મુખસે બોલો સોહી લાવું જીરેભાઇ—૬
જીરેભાઈ હમાલ મજુરને પડદા મંગાવું,
લાકડાં લોહાં કહો સોઇ લાવું જીરેભાઇ—૭
જીરેભાઇ ઉંચ બીચ હમ જા કર લાવે,
ઓર સબ કુછ તમકું દીયા જીરેભાઈ—૮
જીરેભાઇ કેતે હજાર રૂપા નગદ દેવે
ગુલામ ચાહાવે હજુર જીરેભાઇ—૯
જીરેભાઈ હાજર એગકું જો ઘોડા ચાહીએ,
તો હમ દેવે ઉસ વેળા જીરેભાઇ—૧૦
જીરેભાઇ કહો તો ઓલીયાસે મળાંબી કરાવે,
ઓર કાજી પાદશાહકી મેરાભાઇ જીરેભાઇ—૧૧
જીરેભાઇ સરવે જમાતું પાસેજ આવે,
તમારી રજા વીના કાંઇ ન હોવે જીરેભાઇ—૧૨
જીરેભાઇ મેરી માયા સો તમકું હલાલ,
તમ દીઓ સોઇ હમ ખાવે જીરેભાઇ—૧૩
જીરેભાઈ બાઇ બુઢાઇ એણી પેરે બોલ્યા,
સમજ તેરે બંધાણા જીરેભાઇ—૧૪

# ૩૬ મું ગીનાન,

(રચનાર—સૈય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ હમસું બંધાણા તબ કેસી માયા,
માયાકા નહી હુએ રંગ જીરેબાઇ—૧
જીરેબાઈ બીછાણા દીઆ ને મેવા જો લેના,
તબ લેકર સો કથા કરનાં જીરેબાઇ—૨
જીરેબાઈ જુમારાતે તમે આપ પધારો,
ને ધુપ દિવો રચના કરના જીરેબાઇ—૩
જીરેબાઇ કુંભજલકા જબ શબ્દ લેના,
પીછું હમ તમ શબ્દ કહેના જીરેબાઈ—૪
જીરેબાઇ બોહોત કેંહેણેસેં કુછ કામજ નાહી,
હમ ઓર હાજર બેગ સધારે જીરેબાઇ—૫
જીરેબાઇ તમારે કાજ હમ ઇતના દિન રેવે,
પીછુ હમ હુકમ સર રેણા જીરેબાઇ—૬
જીરેબાઇ જુગત દેખી તમે મુગતસુ રેહેના,
કાયા કાલ જલ જાવે જીરેબાઇ—૭
જીરેબાઇ તેરી માયા લઇ હમકો ખાવે,
તો ધરતી આકાશ બીચ કીયું રહેવે જીરેબાઈ—૮
જીરેબાઇ તેરા મેરા ખેલ જબ જાહેર હોગા,
તબ સમદર ઝુલેગા પાણી જીરેબાઈ—૯
જીરેબાઈ છાની બાતાં જબ જાહેર હોગી,
તબ મછા સર જાર એક આવે જીરેબાઇ—૧૦
જીરેબાઇ જેતા મછા જાર માંહે આવે,
તેતા જો જાહેર હોવે જીરેબાઇ—૧૧
જીરેબાઇ સાએર ભરિઆ સો કોઇ કોઇ પીવે.
જો પીવે સોઇ પાકજ હોવે જીરેબાઇ—૧૨
જીરેબાઇ ભણે પીર ઇમામશાહ હમ સ્વર્ગકું જાએગે,
સો તુમકું કહું સાચી બાત જીરેબાઈ—૧૩

# ૩૭ મું ગીનાન.



(રચનાર—બાઈ બુઢાઇ.)

જીરેભાઇ સાચી બાતાં તે તો સાચીજ કહિએ,
સાચ વીના સરગ નહી પામે જીરેભાઈ—૧
જીરેભાઈ જુમારાતકું જો હુમ ડેરે બીચ આવે,
સો એકલી કે લોઢીયા સાથ જીરેભાઇ—૨
જીરેભાઈ એકલી આવે તો આધી રાતકો જાવે,
હાજરબેગકો કહો બોલે જીરેભાઈ—૩
જીરેભાઈ મેવા ફુવા કોણ લે કર આયગા,
સો તુમ કહો ઉસકા ભેદ જીરેભાઇ—૪
જીરેભાઇ બીબી રાતકું ચલકર આઇ,
સો આઇ પીઅરકે દુવાર જીરે ભાઈ—૫
જીરેભાઇ આગલ આવી પીર ઇમામશાહ બેઠા,
હાજર બેગ દરવાજે બહાર જીરેભાઇ—૬
જીરેભાઇ બાઇ બુઢાઇ એવી વિનંતિ બોલે,
બીરદ પારો પીર સાચા જીરેભાઈ—૭



# ૩૮ મું ગીનાન.



(રચનાર— સય્યદ ઇમામ શાહ.)

જીરેભાઇ બીરદ તેરા સો ખુદા કબુલ કરે
અબ હુએ સો અયસી તઇયારી જીરેભાઈ—૧
જીરેભાઇ બીરદ પારીને સત ધરમમાં આવી,
હાજરબેગ હુઆ હજુર જીરેભાઇ—૨
જીરેભાઈ ઘટ પુજીને પાટ પુજા દેખાડી,
કુંભજલ વીરત દેખાડીઆ જીરેભાઇ—૩

જીરેબાઈ બુઢાઈકે દ્રષ્ટ કુછ ખોટજ આઈ,
યેહતો કુરાન બીચ હય નાંહી જીરેબાઈ—૪
જીરેબાઇ હમ આગું તમકો કેતાજ કહીઆ,
યેહતો ઓર મારગ કુછ જાણો જીરેબાઇ—૫
જીરેબાઇ સત મારગ જો સતસું રાખો,
તો અમારે ઘરે તમે આવો જીરેબાઈ—૬
જીરેબાઇ ભણે પીર ઇમામશાહા સુનો મેરી બહેના,
અમારા મારગ તમે દેખ્યા જીરેબાઈ—૭

# ૩૯ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ અયસા મારગ હમ કબુ ન દેખીયા,
નહી કુછ શીખા સુનીઆ જીરેભાઇ—૧
જીરેભાઇ બાપ આપણો પણ શાહાને સરેવંતા,
એવા સતપંથ સાચા જાણો જીરેભાઈ—૨
જીરેભાઈરે તારે મારે હવે સલામ આલેકી કહિએ,
પણ વચન સર પર લહીએ જીરેભાઇ—૩
જીરેભાઇ ઘટ થાપીઆ ને પાટજ માંડીયા,
અને કુંભજલ અમે લીના જીરેભાઇ—૪
જીરેભાઇ કુંભજલ વેદ પરમાણેજ સાચા,
પણ હાજર બેગ હાથે ન લીનાં જીરેભાઇ—૫
જીરેભાઇ તમારે આગલ હમતો સર ધરિયા,
પણ હમકું દીદાર દેજો જીરેભાઈ—૬
જીરેભાઇરે બાઇ બુઢાઇ એવી અરદાસ બોલીયા,
તે પીયરકે ઘર માંહે જીરેભાઇ—૭

—:o:—

# ૪૦ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ પીયરકે ઘર માંહે ધરમ રચના,
તે પેલી થાપના હાજર બેગ કરતા જીરેબાઇ—૧
જીરેબાઇ ગુલામ પીતાજીકે ઘરકા કહીયે,
બાલક પીર સરવે જાણે જીરેબાઇ—૨
જીરેબાઇ ધનકે હાથમેં આપન બાલક ખેલે,
તાંકે આગે છુપી કાંહાં જાવે જીરેબાઇ—૩
જીરેબાઇ હાજર બેગ અસલ ગુલામ હમેરા,
સો હમ ચીચા કર બોલાવે જીરેબાઇ—૪
જીરેબાઇ બાપંકા વચન હમકું એસા જો હુએ,
કે હાજરબેગકે સાથ ચલણાં જીરેબાઇ—૫
જીરેબાઇ પેલી થાપના હાજર બેગ કરેંગા,
હમ તમ જા કર પીવે જીરેબાઇ—૬
જીરેબાઇ ભણે પીર ઇમામશાહ સાંભલો મેરી બેનાં,
કાલે કાયા ચલ કર જાવે જીરેબાઇ—૭

# ૪૧ મું ગીનાન.

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેબાઇ કાલે કાયા તો ચલ કર જાશે,
સંપુરણ વચન અમર નાંહી જીરેબાઇ—૧
જીરેબાઇ જો ફરમાવે સો હમ સર ચડાવે,
હાજર બેગ બુઢા પીછાણો જીરેબાઇ—૨
જીરેબાઇ પેલી થાપના હાજર બેગજ હેવે,
હમ હાથુ કર લેવે જીરેબાઇ—૩

જીરેભાઈ વાંચાકા બલીયાં તમારેસે રહેવે,
તો હમ ચાલે તમારે સાથ જીરેભાઈ—૪
જીરેભાઇ ચલકર તુમ હમકુ એથેગે,
તોભી હમારા ઇમાન ન જાવે જીરેભાઇ—૫
જીરેભાઈ હમ તમારે ચરણેજ રહેવે,
હારે તમ હો બડે ભાઇ જીરેભાઇ—૬
જીરેભાઇ એસા ગીનાન બાઈ બુઢાઈજ બોલ્યાં,
હમકું અમીરસ પાઓ જીરેભાઈ—૭

## ૪૨ મું ગીનાન.

(રચનાર—હાજર બેગ.)

અરે બેટીરે સુનો વેદ હમારા ચીંતજ રાખો,
અબ બાવા તો હમે નાના સરૂપ જીરેબેટીરે—૧
અરે બેટીરે હમ બુઢા બોહોત દીનજ હુવા,
તમારે ઘરમે જોબન સરૂપ જીરેબેટીરે—૨
અરે બેટીરે બેન ભાઇ તમે જ્યાં સરગ માંહે બેસો,
તીયાંભી હમ તુમારા ગુલામ જીરેબેટીરે—૩
અરે બેટીરે જનતી મેવા તુંમ હમકું દેના,
હમહે તુંમારા ગુલામ જીરેબેટીરે—૪
અરે બેટીરે કેતે અવતારે હમ ગુલામીમે આયા,
અબ અમર હોવે તમારે હાથે જીરેબેટીરે—૫
અરે બેટીરે જેને જાણ્યા ઉને મારગ પાયા,
બીનજાણે મારગ ન પાયે જીરેબેટીરે—૬
અરેબેટીરે મારગ પાયા તો ઉસને છુપાયા,
ગુરવચને મારગ સુજે જીરેબેટીરે—૭
અરેબેટીરે ગુર પ્રતાપે હાજર બેગજ બોલ્યા,
બાઇ બુઢાઇકે પાઉ જીરેબેટીરે—૮

## ૪૩ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઈ.)

અરે બાવારે હમતો આયા ભાઇકે સંગાતે,
તુમ હો બુઢાપણુ માંહે જીરેબાવારે—૧
અરે બાવારે બાવાકે દરવાજે દરવાની કરતા,
સો તુમકુ સરવ કુછ સુજે જીરેબાવારે—૨
અરે બાવારે અબ હમકુ ધરમજ આપો,
એ સતપંથકા મારગજ પાવે જીરેબાવારે—૩
અરે બાવારે જનત મેરા હાજર બેગજ માંગે,
પણ હમ તો હએ ગુનેહગાર જીરેબાવારે—૪
અરે બાવારે બાપકે પરતાપે બાઇ બુઢાઇ બોલ્યા,
સરણાગત સાહેબ પાયા જીરેબાવારે—૫



## ૪૪ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઈમામશાહ.)

જીરેબાઇ નરકે પાઉ હાથજો રાખો,
તો ધરમ હોવે બાઇ બુઢાઇ જીરેબાઇ—૧
જીરેબાઇ પોસ માસે અમે બાહારજ જાશું,
હવે કાંકણુ બંધાવો મોરીબાઇ જીરેબાઈ—૨
જીરેબાઇ ધરમ પુજા જો તમને જોઇયે,
તો તમે લીઓને આપ સંભારી જીરેબાઇ—૩
જીરેબાઇ બેઠે બેઠે તારૂ મારૂ જનમ એમજ જાસે,
તો એ દરીયા લખીઓ નવ જાએ જીરેબાઇ—૪
જીરેબાઈ પુરે આસણુ તમે પુજાજ રાખો,
અમે શાહા નીજાર દરગાએ જાશું જીરેબાઇ—૫

જીરેબાઈ ધરમ મારગ બહુ છે દોયેલો,
તે સર દઈને તમે એવો જીરેબાઇ—૬
જીરેબાઈ ભણે પીર ઇમામ શાહ પછે કજીયા થાસે,
તારે તમને રખે દુખ લાગે જીરેબાઇ—૭



# ૪૫ મું ગીનાન.



(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેબાઇ સર દીધુ તારે દુખ સું ધરાવો,
અમે રેસુ આપણે દુવાર જીરેબાઈ—૧
જીરેબાઇ શાહ નીજારને દુવારે તમે જાસો,
ત્યાથી વેલા વેલા તમે આવજો જીરેબાઇ—૨
જીરેબાઈ ધરમ એ સાચાને મારગ સાચા,
તમે અમને મ મેલો મોરાભાઇ જીરેબાઈ—૩
જીરેબાઇ એવા કોણજે તમારી સાથે વઢે,
હજી તમ પરતાપે જોરજ રાખું જીરેબાઇ—૪
જીરેબાઇ હાકમ હોય તેને દીવાનજ કહીયે,
કાજી મુખતી અમ ધરે જીરેબાઇ—૫
જીરેબાઇ સરવે પોતાને ઘરે મોહોટાજ કહીએ,
પણ કોઇ કેનું નામ ન લેવે જીરેબાઇ—૬
જીરેબાઇ ભણે બાઇ બુઢાઇ અરદાસ અમતણી,
અમે છઇએ ગરીબ તમારા જીરેબાઇ—૭



# ૪૬ મું ગીનાન,



(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઇ અમે ગરીબ કહેની સાથે ન બોલીયે,
અને વઢયાનું શું છે કામ જીરેભાઇ—૧

જીરેભાઈ હાકમ દીવાન સરવે તમનેજ કહીયે,
અમારે કાજીસું સું છે કામ જીરેભાઇ—૨

જીરેભાઇ ધરમ લેવું તારે કાજીનું શું છે કામ,
સું કરે હાકમ દિવાન જીરેભાઇ—૩

જીરેભાઇ ધરમની વાતું માંહે ખાકજ થાવું,
જોર દેખાડે તે ધરમી ન કહેવાય જીરેભાઇ—૪

જીરેભાઈ રસુલ નાના ખાકજ થયાં,
બીબી ફાતમાં ગયાં કાઠીયારિ ઘેર જીરેભાઇ—૫

જીરેભાઇ રસુલ સરીખા કોઈ જોરાવર નાંહી,
સબ નબીયોંકે હુવે સરદાર જીરેભાઇ—૬

જીરેભાઇ પીર ઈમામશાહ એવી વાણીજ બોલ્યા,
હમતો ખાકસે બી હુએ હીણાં જીરેભાઇ—૭



# ૪૭ મું ગીનાન,



( રચનાર—બાઇ બુઢાઇ. )

જીરેભાઇ ખાક થયા ત્યારે કાંઇ નવ જાણીયે,
અને સઉ કોઇ હીણા કહેવે જીરેભાઇ—૧

જીરેભાઇ જેના પેટથી તું કુવર જનમ્યા,
માતા ઓર ફુસાતુંન ન બોલાએ જીરેભાઇ—૨

જીરેભાઇ ખાક થાવું તે ધરમને કાજે,
પણ પોતાનો ગરાસ કેમ મેલો જીરેભાઇ—૩

જીરેભાઇ આપણા નાના તો બાલકજ હોતા,
તેનું નહી ગરાસ નહી ગ્રામ જીરેભાઇ—૪
જીરેભાઇ નાનપણમાં માબાપ મરીજ ગયા,
તારે તો ખાક થઇને બેઠા જીરેભાઈ—૫
જીરેભાઇ મોટા હતા પઈકાંબરીકા દાવા,
તાસું આપણા નહી ચાલે જીરેભાઇ—૬
જીરેભાઇ બાઇ બુઠાઇ તમસું અરદાસજ બોલે,
તમે ખાક થાવ મેરે ભાઇ જીરેભાઈ—૭

## ૪૮ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ નીયામત દોલત મેરે બાવા કેરી,
હમકુ બહોતેરા આયા જીરેબાઇ—૧
જીરેબાઈ ઉસ વખત બાઇ તું ગાદીયાં દ્દતી,
અબનો બડી હુઈ તું બહેનાં જીરેબાઇ—૨
જીરેબાઇ પાંચને વારો ને ચારને પારો,
તો ખાકકા ભેદજ પાવો જીરેબાઈ—3
જીરેબાઇ ખાક થયા વિના હમ સાથે ન ચાલે,
તમારી મોટપ તમ પાસે રાખો જીરેબાઇ—૪
જીરેબાઈ બાવીસમી તારીખે કાંકણુ બંધાવો,
અને કોલ સતગુરકુ આલો જીરેબાઈ—૫
જીરેબાઈ કાંકણુ બંધાવી તમે ભેદજ લેજો,
જેમ અજંપીયા જાપજ આવે જીરેબાઇ—૬
જીરેબાઈ નવખંડ પરથવીમાં ગરાસજ આપણા,
ઉસમે કેતા આપણુ ખાવે જીરેબાઈ—૭
જીરેબાઇ ઉમરો થોડી આપણાં ગરાસ મોટેરા,
આપણે જાહાં જાઇએ તાંહાં ખાઇયે જીરેબાઇ—૮
જીરેબાઇ કાંકણુ બાંધી હમ તઇયાર હોવે,
તબતો ઇયાં નહી રહીએ જીરેબાઇ—૯
જીરેબાઇ ભણે પીર ઇમામશાહ સાચીજ વાણી,
જો કુછ કરણાં હો સો કરી લીયો જીરેબાઇ—૧૦

# ૪૯ મું ગીનાન.



(રચનાર—બાઇ બુઢાઇ)

જીરેભાઈ નહિ રહેગે હમ એતાંબી જાણું,
તો હમબી ચલેંગે સંગાતે જીરેભાઇ—૧

જીરેભાઈ આજથી પાંચમે દીને કાંકણ બાંધજો,
જો ચાહીએ સોહી મંગાવો જીરેભાઇ—૨

જીરેભાઈ સતાવીસમી તારિખે રચના રચાવો,
મંડપ હેમજલકા મંગાવો જીરેભાઇ—૩

જીરેભાઈ જેવી તરેહે સામી રચનાજ જોવે,
અને તેવા મંડપ રચાવો જીરેભાઇ—૪

જીરેભાઈ ચાર ચોકે ચાર પાયા મંડાવો,
ઉપર છત્ર સોનેકા જડાવો જીરેભાઈ—૫

જીરેભાઇ ચાર પરાવો ને પાચ વારાવો,
અને મંડપ રૂડા રચાવો જીરેભાઇ—૬

જીરેભાઇ મંડપ રચાવી ઘટપાટજ થાપો,
ઉસ ઠામે કાંકણ બાંધો જીરેભાઇ—૭

જીરેભાઇ સોનાનાં ત્યાં કાંકણ બાંધો,
તો ગરીબ મીસ્કીન પામે જીરેભાઇ—૮

જીરેભાઇ માયાનું હવે અમે હિરસાજ મેલ્યું,
પણ મંડપ રૂડો રચાવો જીરેભાઈ—૯

જીરેભાઇ સામે ઉંચમાં જેમ પુકારજ ચાલે,
અને ગરીબ સાંવકાર ખાવે જીરેભાઇ—૧૦

જીરેભાઇ બાઇ બુઢાઇ અરદાસજ કહેવે,
તમે રંગ રૂડેરા રાખો જીરેભાઇ—૧૧



## ૫૦ મું ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઈ રંગનો ગુર ગિનાને બંધાણું,
ને કાંકણુ રંગ રૂડો રાખો જીરેબાઇ—૧
જીરેબાઇ મંડપ રચાવે ત્યાં બહુ રંગજ થાસે,
માણુસ લોક સઉ પરીવારે જીરેબાઇ—૨
જીરેબાઈ તમારા ભાઈ સરવે કુટંમજ આવે,
તારે ઘટપાટ કેમ કરી થાપે જીરેબાઇ—૩
જીરેબાઇ તે ઠામે કેનું નામ ન લેવાયે,
જેનું નામ લેવાય તે વલગે જીરેબાઇ—૪
જીરેબાઇ ગુપત ભેદ તે કેમ જાહેર કહેવાય,
તો કાંકણુ કેમ બંધાયે જીરેબાઇ—૫
જીરેબાઇ કોઇના દેખતાં એતાં નામ ન લેવાય,
તારે અજંપેઆ જપ કેમ જંપાએ જીરેબાઈ—૬
જીરેબાઈ તમને તો બાઈ સરવે જોઇએ,
અમને છ માસી બાપની જોઇએ જીરેબાઇ—૭
જીરેબાઇ નામ હોએંગા ફીર ઠામ ઠેકાણું,
સોહી મંડપ કરનાં જીરેબાઇ—૮
જીરેબાઇ પીર ઇમામ શાહ ગીનાનજ ભાંખેઆં,
તમે સુણો બાઇ બુઢાઇ જીરેબાઇ—૯

## ૫૧ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઈ લીલા પીલા પડદા બંધાવો,
ઉજલા કાળા રંગ સારા જીરેભાઈ—૧
જીરેભાઈ ચારે થંભે ચોક રૂપાના જડાવો,
તીસમે રંગ જોત લગાડો જીરેભાઈ—૨

જીરેભાઇ મોટા ગોરા પાણીના ભરાવો,
ઉસમે સરબત બનાવો જીરેભાઇ—૩

જીરેભાઇ ઉંચા ચોખા ઉંચી દાર મંગાવો,
અને ઉંચા ગરત સારા જીરેભાઇ—૪

જીરેભાઇ રાંધવા કાજે મોટા મુનીવર તેડાવો,
પછે અમે આવી ઉભા રહેવે જીરેભાઇ—૫

જીરેભાઇ જમવા ટાંણે અઢારે ભાઇ તેડાવો,
જે સંસાર તણા પરીવાર જીરેભાઇ—૬

જીરેભાઇ મસીત તણા સરવે મુલ્લાં તેડાવો,
તેડાવો કાજી માહુમદશાહ જાણ જીરેભાઇ—૭

જીરેભાઈ ફાતેહા ખતમાં સરવે જાહેર કેરા,
ભાઇ નામ તમારા લેના જીરેભાઇ—૮

જીરેભાઇ તમારે પાસે સરવે માલ હમેરા,
બાપની છ માસી કરના જીરેભાઈ—૯

જીરેભાઇ બાઇ બુઢાઈ પીર કબીરદીનજી બેદીજ બોલ્યા,
ભાઇકે શબ્દ પર રહેણાં જીરેભાઈ—૧૦

## પર મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ ભાઈકા શબ્દ સાચા જો પીછાણો,
તો છ માસી હોઇની સારી જીરેબાઈ—૧

જીરેબાઇ સામાન સરવે આજેજ મેલો.
હમ કરેંગે પાસ બેઠે જીરેબાઈ—૨

જીરેબાઈ મંડપ કારણ સરવે સામાન મેલો,
તેતો મેલો આણા ઘડી જીરેબાઇ—૩

જીરેબાઇ આલસ કરસો તો નહીરે થાસે,
પછે દોસ મ દેજો કાંહી જીરેબાઈ—૪

જીરેબાઇ ભણે પીર ઇમામશાહ હમ ડેલામાં બેસે,
તમે કરો પોતાની સંભાર જીરેબાઇ—૫

# ૫૩ મું ગીનાન,

(રચનાર—બાઇ બુઢાઈ.)

જીરેભાઈ ઉઠી બેસી તમે સંભાર કરજો,
અને આવશે સરવે કોઇ જીરેભાઇ—૧
જીરેભાઇ તમારે કરવું હોય તે કરી લેજો,
અમે આવશું સરવે બીબીયું તેડી જીરેભાઇ—૨
જીરેભાઈ સય્યદ બુખારી તમેજ તેડાવો,
નહી આવે જે તેનુ નામ કહેજો જીરેભાઇ—૩
જીરેભાઈ મસીત મુલ્લાં સરવે કાજી આવે,
અમે મહમદશાહને કેશું જીરેભાઇ—૪
જીરેભાઇ બાકી રયતને કહી મેલસું,
કોઈ ના કાર નહી કરસે જીરેભાઇ—૫
જીરેભાઇ વેલા થાજો કાંઇ વિલંબ ન કરજો,
ખાધા પછી કાંકણુ કામ કરજો જીરેભાઇ—૬
જીરેભાઇ તમારો હક તમે સંભારી લેજો,
પણ અમને દીદાર સઇ દેજો જીરેભાઇ—૭
જીરેભાઇ કાંકણુ ધરમ પુરોજ દેજો,
આપણા બાપનો શબ્દ કહેજો જીરેભાઇ—૮
જીરેભાઈ ભણે બાઇ બુઢાઇ એવીજ વેનતી,
હવે સંભારિને ચીત દેજો જીરેભાઇ—૯

# ૫૪ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઈમામશાહ.)

જીરેભાઈ ચીત દઇનેરે અમે કાનજ દેસું
તારે તમે વીલંબ ન કરસો જીરેભાઇ—૧
જીરેભાઇ તો સારી સંભારી તમે પાકીજીજ રાખો,
હવે અમે તે ગામ સધાવે જીરેભાઈ—૨

જીરેબાઈ હવે કાંકણુ ભરેઆનો હુક અમનેજ આલો,
તો લીવા ધુપની રચનાજ કીજે જીરેબાઇ—૩
જીરેબાઇ ઉત્ર સુગણુ લોબાન પેલા લાવો,
ગુલાબ પાણી છંટાવો જીરેબાઇ—૪
જીરેબાઈ પાટ પહેલો ત્યાં પુજાને કાજે,
તે સતગુર પાસે મંગાવો જીરેબાઇ—૫
જીરેબાઇ થાપના કાજે ફુલ ફુલ મંગાવો,
તે કેવડા ચંદન સુરાણુ જીરેબાઇ—૬
જીરેબાઇ ધોઆને કાજે પાણી આણું લાવો,
અને તે કુવે પાર્કાઝે જાણુ જીરેબાઇ—૭
જીરેબાઇ સુકરીત સાચીજે સોબતી લાવો,
અને પાન સોપારી મુખવાસ જીરેબાઇ—૮
જીરેબાઇ ખીરખાંડ પહેલાં પ્રિતેજ લાવો,
અને ચોખા સુગંધીઆ નાંખો જીરેબાઇ—૯
જીરેબાઇ પુજાને કાજે પાંચ પંચસાજ લાવો,
ને શ્રીફલ નારીયેળ સાર જીરેબાઈ—૧૦
જીરેબાઇ ભણે પીર ઇમામશાહ સાચુંજ બોલે,
તમે ચીત દઈ કાને રાખો જીરેબાઇ—૧૧



## ૫૫ મું ગાનાન.



(રચનાર—બાઈ બુઢાઇ.)

જીરેબાઇ કાન દિધા વાતોની સુધજ પોતી.
તમે વેલા થઇને કામ કરજો જીરેબાઇ—૧
જીરેબાઈ ધનધન માત પીતા તમારાજ કહીયે,
ધનધન શાહ નીજાર જીરેબાઈ—૨
જીરેબાઈ ધનધન જીમતા જમાતુજ કહીયે,
ધનધન સતગુર સાચા જીરેબાઈ—૩

જીરેભાઇ ધનધન સતી ધરૂપતી કહીયે,
જેણે દુનીયાનાં દુખ સહ્યાં જીરેભાઈ—૪

જીરેભાઇ ધનધન પાંડવ માતા કુંતાજ કહીયે,
જે હેમાઝળ માંહે હાડ ગળાયાં જીરેભાઇ ૫

જીરેભાઇ ધન ધન સતિ સીતાજ કહીએ,
જેણે રાવણ ઘર દુઃખ સહ્યાં જીરેભાઈ—૬

જીરેભાઈ બાઇ બુઢાઇ ગુનેગાર દાસી,
સતીયુંના સત તમે રાખો જીરેભાઇ—૭

## પદ મું ગીનાન.

( રચનાર—સય્યદ ઈમામશાહ.)

જીરેબાઈ સતિયુંના સત સાહેબ રાખે,
સીલવંતી સીલ રાખે જીરેબાઇ—૧

જીરેબાઇ ધરમ લાધું તારે ધરમ સર ચાલો,
જીયું દીવે કેરી જોત રાખો જીરેબાઇ—૨

જીરેબાઈ હુવે હએજંદા અમે તારી સાથેજ કહીયે,
પણ ટાણું ન ચુકો મોરીબાઇ જીરેબાઈ—૩

જીરેબાઇ ખટઘડીયે ઉઠીને દાતણ કરવું,
ને આસીસ તારે ભણવી જીરેબાઇ—૪

જીરેબાઇ અડધી રાતે વજીફો કાઢો,
તો કીરીયા ધોઆ સીખો જીરેબાઈ—૫

જીરેબાઇ સમા સાંજે હુવા નફલ પડવીઃ
અને પર પુરૂખ જતન કરવી જીરેબાઇ—૬

જીરેબાઇ દો પહોર વેલા માંહે એકાંતજ રહેવું,
કબરની આસીસ ભણવી જીરેબાઇ—૭

જીરેબાઈ એવ્યું વાત કેને જાહેર આપી ન દેવી,
જો હેએ પોતાનો તોણે તન જીરેબાઇ—૮

# ૫૭ મું ગીનાન.

(રચનાર—ભાઇ બુઢાઇ.)

જીરેભાઈ બાપા વાતું કેને નહી દેતા,
અમને તમે દયા કીધી જીરેભાઇ—૧
જીરેભાઇ દયા કરિ તારે ભાવજ રાખો,
આખર તો હેય મરણા જીરેભાઇ—૨
જીરેભાઈ મુવા પછી બી હીસાબજ દેણાં,
સો દીન સાચા દરબાર જીરેભાઈ—૩
જીરેભાઇ અજાણ હુતા ત્યારે કુરાનજ પડના,
જે હુમ .સરીખા નહી કોઇ જીરેભાઈ—૪
જીરેભાઈ મંત્ર એક સબ્દજ કહીયે,
તેમાં અવીચલ રાજજ કહીયે જીરેભાઈ—૫
જીરેભાઇ ઇમાન વચન એક તીલ પીછાણો,
વીંછુકા મંત્ર કેતા કહ્રી જીરેભાઇ—૬
જીરેભાઇ અબ તુમ ગુર ઓર તુંમ ભાઇ હુમારે,
અયસી બાઇ બુઢાઇકી અરદાસ જીરેભાઇ—૭

# ૫૮ મં ગીનાન.

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ ગુરતો ગુરકા ગીનાનજ કહીએ,
બાકી તો સરવે સંસાર જાણો—જીરેબાઇ—૧
જીરેબાઇ ગુર પીરકી આસા ગીનાનજ જાણો,
જીસમે સંતોખકા ભેદ પીછાણો—જીરેબાઇ—૨
જીરેબાઇ સુખર હય સો શાહાકા રહેમાન.
જીકર હય સો કાયાકા અહેસાન—જીરેબાઈ—૩

જીરેભાઇ આગળ મારગ દોયલાજ જાણો,
પાછા તોણે હાકમ પીછાણો જીરેભાઇ—૪
ભણે પીર ઇમામશાહા અમે દાસ તમારા,
તમને પાય પડીએ તો અમે સારા—જીરેભાઇ—૫



## ૫૯ મું ગીનાન,



(રચનાર—બાઇ બુઢાઇ.)

જીરેભાઇ પાંઉ પડીઆ જારે અમને સુધ ન હોતી,
અબ જો પાંઉ પડો તો હમ નહી રાજી—જીરેભાઇ—૧
જીરેભાઈ દીઠા દેવને જે કોઇ આંખજ ઢાંકે,
તાકું પુજા કીયાં થકી આવે—જીરેભાઇ—૨
જીરેભાઇ હીંદુ મુસલમાનકી બાતા પુછું,
એ સંદેહ હમકું કહેના—જીરેભાઇ—૩
જીરેભાઇ રામ કરસન તે કોનજ કહીએ,
તીસકા શબદ પુરા આલો—જીરેભાઇ—૪
જીરેભાઇ પથર માટી તેમાં પુજા છે કેવિ,
કહેવે બાઇ બુઢાઇ જવાબ દીઓ—જીરેભાઇ—૫



## ૬૦ મું ગીનાન.

—:o:—

(રચનાર— સય્યદ ઇમામ શાહ.)

જીરેભાઇ પથરકી મુરતી કયા મુખ બોલે,
જે માણુસે પુતલાં ઘડીને બેસાડયાં જીરેભાઇ—૧
જીરેભાઇ રામ કરસનકા જો નામજ લેવે;
સોતો પાછમ દીસે માનખા વેસા જીરેભાઈ—૨
જીરેભાઇ હીંદુને લે કર પથર આલ્યા;
ઇનુ સર ઇમાન લાવ્યા જીરેભાઇ—૩

જીરેભાઈ પથર આગળ લેકર નીસાની જો રાખે,
સો જાતે દીને પથર વલગી રેહેનાં જીરેભાઇ—૪
જીરેભાઇ મોખ મુગતીકા મારગ ન પાવે,
પથર સર ભારજ સેહેવે જીરેભાઇ—૫
જીરેભાઇ દીન દુનીયાકા ધણી પછમે બેઠા,
સોબી હુકમ નુર નીજારી જીરેભાઇ—૬
જીરેભાઇ ભણે પીર ઇમામ શાહ સાચુજ બોલે,
રામ કરસન મઉલાઅલી કહેનાં જીરેભાઇ—૭

---

## ૬૧ મું ગીનાન

(રચનાર—બાઈ બુઢાઇ.)

જીરેભાઇ મઉલાઅલી તો આપે દિનકા રાજા,
સો હીંદુમે જાકર કીયું બેઠા જીરેભાઈ—૧
જીરેભાઇ રામ કરસન તેતો રાજાજ કહીયે,
તાલ તંબલ ઢોલકી બજાવે જીરેભાઇ—૨
જીરેભાઈ આગે આપણે કયા હિંદુજ હોતા,
કયસી બાતા હેએ ભાઇ બતાવો જીરેભાઈ—૩
જીરેભાઇ હિંદુ જા કર આગમે જલાવે,
તિસમે આપણે કયું હોવે જીરેભાઇ—૪
જીરેભાઇ હીંદુ જાકર દેરાંજ પુજે,
મુવા પછી ભુતજ હોવે જીરેભાઇ—૫
જીરેભાઇ ખોટી પુજાને ખોટારે મંડપ
ધસમે દાદા કાયકુંજ બેઠા જીરેભાઇ—૬
જીરેભાઈ બાઈ બુઢાઇ બોલે આ સાચીજ વાણી,
ઉનકા ભેદ તુમ બતાવો જીરેભાઇ—૭

## ૬૨ મું ગીનાન,



(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઇ તંતવ ભેદકી વાચાજ બોલે,
સો તમારા ચીંત માંહે રાખો જીરેભાઇ—૧
જીરેભાઇ મછ કોરભ વારા નરસી જો કહીયે,
એબી સરૂપ હુએ શાહકા જીરેભાઇ—૨
જીરેભાઈ એ ચાર રુપ કીરતા જુગમાહે આયા,
તિસમાંહે સતી પહેલાજ હુવા જીરેભાઇ—૩
જીરેભાઇ નરસીંહ રૂપે મઉલા અલીજો હોતા,
તારે દઇત હરણા કંસ જાણો જીરેભાઇ—૪
જીરેભાઇ કષ્ટ ભોગવી તારે પહેલાજ નીપના,
કહે પીર ઇમામશાહ એઓનાં કામ સીધાં જીરેભાઇ—૫



## ૬૩ મું ગીનાન.



(રચનાર—બાઈ બુઢાઈ.)

જીરેભાઈ ઉનકે સર કષ્ટ કેસી જો વીતી,
સો કષ્ટકા ભેદજ ભાંખો જીરેભાઇ—૧
જીરેભાઇ પહેલાજ કેસા અવતાર કહિએ,
તાકા શબ્દ હમકુ સુનાવો જીરેભાઇ—૨
જીરેભાઇ સોહી પેલાજે કષ્ટજ રાખેઆ,
કષ્ટ સહીયા વિના નહી પામે જીરેભાઈ—૩
જીરેભાઈ હિંદુ હોકર કેસી કરણી જો કીતી,
તએસી તો હમ સર નહી વીતી જીરેભાઇ—૪
જીરેભાઈ બાઇ બુઢાઇ એવી તરેહે બોલ્યા,
શબ્દ કેણે વીના રજા નાંહી જીરેભાઇ—૫



# ૬૪ મું ગીનાન.

—:૦:—

(રચનાર— સય્યદ ઇમામશાહ.)



જીરેભાઈ શબ્દ બોલે સબ ભાખેઆ તમારી,
તબ રજા બી હુમકુ બી હોવે જીરેભાઇ—૧
જીરેભાઈ પહેલાજ તો આજ ઇબ્રાહીમ ખલીલાહ જાણો,
જાકી અઉલાદ મકા મદીના માંહે જીરેભાઇ—૨
જીરેભાઇ વોહી હિંદુ સોહી મુસલમાનજ હુઆ,
ઉસ વખત નબીતો નાંહી જીરેભાઈ—૩
જીરેભાઇ એહી જીવતો ઇસ ધરમેજ રાચે,
કસણી બહોત સીર મહેવે જીરેભાઇ—૪
જીરેભાઇ આગે જે જીવ જેએસાજ હોવે,
તે આજ સતપંથ માંહે આવે જીરેભાઈ—૫
જીરેભાઇ જેણે જેએસી કરણી સીર સહી,
સોહી મોમન આજ કહાવે જીરેભાઈ—૬
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ સુનો મેરીમાઇ,
સુણ્યા વિના સુધ નહી આવે જીરેભાઇ—૭



# ૬૫ મું ગીનાન,



( રચનાર—બાઇ બુઢાઇ. )

જીરેભાઇ સુણ્યા વીના તો સુધ ન હોવે,
પણ શબ્દ દીઓ સોઇ જીરેભાઇ—૧
જીરેભાઇ વાઇમણ ફરસીરામજ કોણ,
એ કંથો વેદ વીચારી જીરેભાઇ—૨

જીરેભાઈ હરિશ્ચંદ્ર સો કોણ જીવજ કહીએ,
ઓર કોન ઠામમેં લઇએ જીરેભાઇ—૩

જીરેભાઇ કેસી કરણિ ઇનું જીવે જો કીતી,
જો એતી કમાઇ જીવેં લીતી જીરેભાઇ—૪

જીરેભાઇ ઓહી વખત કેસાજ કહીએ,
જો એસી કમાઇ કરી ગયા જીરેભાઇ—૫

જીરેભાઇ ઉસ વખતકા ભેદજ કંથો,
અને કીયા કરતાસો કામ જીરેભાઈ—૬

જીરેભાઇ બાઇ ખુદાઇ જે વાતુંજ પુછે
સો કહો સંભારીને ભાઇ જીરેભાઈ—૭

## ૬૬ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેબાઇ સંભારી અમે વાતું જો કેશું.
તારે ચીંત દઇ તમે રહેજો જીરેબાઇ—૧

જીરેબાઇ હરીચંદ્ર મુસા પેકાંબરજ કહીએ,
સો ખુદાકા પીયારજ લઇએ જીરેબાઇ—૨

જીરેબાઇ હરીચંદ્ર નીચ ઘર નીરજ ભર્યા,
અને દેખતાં હુઇરે ખુવારી જીરેબાઈ—૩

જીરેબાઇ એસી કરણિ જબ શીર પર વીતી,
તબ રામ દરશન પાયા જીરેબાઇ—૪

જીરેબાઇ રામ રાજા તબજા આયા,
જબ કુંવર રાણીકું બેચ્યા જીરેબાઈ—૫

જીરેબાઇ તારા રાણી રોઇદાસ નામજ ભણિએ,
તબ અમરાપુરિ ભેદ પાયા જીરેબાઈ—૬

જીરેબાઇ વીખડી વેળા માંહે આપજ રાખો,
કહે પીર ઇમામશાહ તો ફળ લેશો જીરેબાઇ—૭

## ૬૭ મું ગીનાન.

(રચનાર—બાઈ બુઢાઇ.)

જીરેભાઇ એવા ફુલ હમે કંઠીશું માંગુ,
પીંડ બેગ્યા વિના નહી હોવે જીરેભાઇ—૧
જીરેભાઈ કાન બુધના જીવ કોણ છુટા,
તેની વિગત અમને સમજાવો જીરેભાઇ—૨
જીરેભાઇ કોણુસા જીવ ને કોણસી કમાઇ,
અને કોણ ધ્યાનજ ધરતા જીરેભાઈ—૩
જીરેભાઇ કોનસા નગર ને કોનસા વાસ,
કોણ ઠામે પુજા કરતાં જીરેભાઈ—૪
જીરેભાઇ હિંદુ જન્મમાં કયસા ચલત્ર કીયા,
કહે બાઇ બુઢાઇ હમ તમ કીયાં હોતા જીરેભાઈ—૫

## ૬૮ મું ગીનાન,

(રચનાર—સય્યદ ઇમામશાહ.)

જીરેભાઈ અમે તમે બે જીવ નીપના,
વેદુરવીઆસ ઘર રહેણાં જીરેભાઇ—૧
જીરેભાઇ સુખદેવજી ત્યાં મારૂં નામજ કહીએ,
તમે હોતા વ્યાસ ઘર કન્યા જીરેભાઇ—૨
જીરેભાઇ વેદુરવીયાસ મેરા બાપજ કહિયે,
ધરમ નાથ કહિયે દાદા જીરેભાઇ—૩
જીરેભાઇ અરજણ રાજવંશી જો કહીયે,
પાંચ પાંડવ તેની જોડે જીરેભાઇ—૪
જીરેભાઇ શ્રી કરસનજી આપણા દાદાજ કહીયે,
પાંડવ ઘર પ્રીત બાંધી જીરેભાઇ—૫

જીરેબાઇ તબ પાંડવ સેન શીકારજ ચડયા,
ધરૂપત રાજા ગરાસીયા કહીયે જીરેબાઇ—૬

જીરેબાઇ ધરૂપત રાજા ઘેર એક કન્યા જો સતી,
સો પાંડવ લે કર આયા જીરેબાઇ—૭

જીરેબાઇ રાજા ધરમ સો માતાકુ પુછે,
ઇસ સુધ કેતાં ભાગ લઇએ જીરેબાઇ—૮

જીરેબાઇ માતા કુંતા કહે પાંચ ભાગજ હુઆ,
જો નીકાલી તો ધરૂપતી સતિ જીરેબાઇ—૯

જીરેબાઇ ઇસ સતીસું પાંચ ધરમ ધિયાયા,
તબ ધરમ મારગ પાયા જીરેબાઇ–૧૦

જીરેબાઇ તબ જા કરસનજીકી શાહકુંજ પહોચે,
સો બીન કરણી નહિં આવે જીરેબાઇ-૧૧

જીરેબાઇ ઉને લેકર સંસાર ખુઆંરીજ કીતી,
ગઉ વરોધી ગલે નાંખી જીરેબાઇ-૧૨

જીરેબાઇ હેમાલે જા કર હાડ ગલાયા,
તબજા ઉમરાપુરી પોહોતા જીરેબાઇ-૧૩

જીરેબાઇ પેકાંબરમાં ઉનકા અવતારજ કહીયે,
જીયુ જીકરીયા યુસફ આલે જીરેબાઇ-૧૪

જીરેબાઇ તુહુ સાબર એનુકા ભાઇજ કહીયે,
અયસા અવતાર ઉનુને લીઆ જીરેબાઇ-૧૫

જીરેબાઇ તખતપર રાજા પરીખત હોતા,
તીસકા રાજ બહુ બલવંતા જીરેબાઇ-૧૬

જીરેબાઇ પીર શમસ તબ વેરાગી હોતા,
જંગલ મધે તપેસરિ રેતા જીરેબાઇ-૧૭

જીરેબાઇ સંગી નાથ તાકા નામજ કહીયે,
ચેલા હુતા થોભ નાથ જીરેબાઇ-૧૮

જીરેબાઇ પરીખત જંગલે સીકારે સીધાર્યા,
ત્યાં મુઆ નાગ નયણે આયા જીરેબાઇ-૧૯

જીરેબાઇ નાગ લે કર જોગીકે ગલેમેં દીઆ,
તારે જોગીકી તાડી છુટ ગઇ જીરેબાઇ-૨૦

જીરેબાઇ ઉસ વખત ચેલા થોભનાથ આયા,
હમારા ગુરૂ કેણુ હુવ્યા જીરેબાઇ-૨૧
જીરેબાઇ હમારે ગુરકે ગલેમે જીને સાપજ ડાલ્યા,
તાકા સાત દીનમે મરનાં હોવે જીરેબાઇ-૨૨
જીરેબાઇ જોગી કહે ચેલા સરાપ ન દિજે,
જપ તપ સરવે ઇસસે જાવે જીરેબાઇ-૨૩
જીરેબાઈ જારે બેટા પરીખતકું સુધ કરનાં,
કે સાત દિનમે હોવે તેરા મરણાં જીરેબાઈ-૨૪
જીરેબાઈ તબ પરીખત તતખણુ ચેત્યા,
સુખદેવજીકે પાંયે લાગા જીરેબાઈ-૨૫
જીરેબાઇ સુનો સુખદેવજી અબ મરણાજ હોવે,
જોગીકા સરાપ હમકું પોહોચે જીરેબાઇ-૨૬
જીરેબાઇ અવગુણ ન પહોચે અમારા પરાણને,
હમતો હુએ પાપી અજાણ જીરેબાઈ-૨૭
જીરેબાઈ પરીખત રાજા અયેસા કામ ન કીજે,
અબ સવેરા આવો જીરેબાઇ-૨૮
જીરેબાઇ ચાર અધ્યાય ભાગવતકા ભાંખ્યા,
સો પરીખતકું સુણાયા જીરેબાઈ-૨૯
જીરેબાઇ ચાર અધ્યાય તીન દિનમે સાબતજ કીને,
તુમ કયા દેખા પરીખત સો બોલો જીરેબાઈ-૩૦
જીરેબાઇ તબ પરીખત કહે મે સબ કુછ દેખા,
મોહોર છાપ કરસનજી ખપે જીરેબાઇ-૩૧
જીરેબાઇ સાતમે દીન ફરી સુખદેવજીને પુછા,
અબ કયું હુએ તેરા મકાન જીરેબાઇ-૩૨
જીરેબાઈ સાતમા દીન જબ પુરાજ હુઆ,
તબ કહે હમ સીધ સંગત પાઇ જીરેબાઇ-૩૩
જીરેબાઈ ભણે પીર ઇમામશાહ સુખદેવજી જાણો,
ભેદ કંથી તમકું સુનાયા જીરેબાઇ-૩૪

## ૬૯ મું ગીનાન.



(રચનાર—બાઈ બુઢાઇ)

જીરેભાઇ ભેદ કંથી તુમ હમકું સુનાયા,
સો હમ માને સરવે સાચા જીરેભાઈ—૧
જીરેભાઇ અબ પરીખત કીસ ઠાંમે દેખે,
થોભ ચેલા કીસ ઠામે જીરેભાઇ—૨
જીરેભાઇ પીર શમસ ગુરની કલામાંહે બેઠા,
ઓર કરસનજી શાહ નીજાર જીરેભાઇ—૩
જીરેભાઈ જો કુછ સો અપની કલામાંએ ભરપુર,
કીસકી કલા ઓછી નાંહી જીરેભાઇ—૪
જીરેભાઇ ભણે બાઈ બુઢાઇ એક પુછે વીચાર,
પરીખત થોભ કીસ ઠાંમે જીરેભાઇ—૫



## ૭૦ મું ગીનાન.



( રચનાર—સય્યદ ઈમામશાહ.)

જીરેબાઇ પરીખત થોભકી હમ વાતજો કહેવે,
અબ આગમ વાણિકા વિચાર જીરેબાઈ—૧
જીરેબાઈ આગમ બાતાં હમ તુમકુંજ કહેવે,
અબ બાતાં હોહ હોએલી જાણાં જીરેબાઇ—૨
જીરેબાઇ હમ તમારી અબ હજુરિમેં બેઠે
હમ જનમે સો તમારેજ હાથે જીરેબાઇ—૩
જીરેબાઇ અબ આગમ બાતાં તુમકું બહોત સુનાવે,
ઉસમે સાચહઇએ જુઠ નાંહી જીરેબાઇ—૪
જીરેબાઇ હિંદ જાવેગે તબ સુધજ હોવેગે,
સો તુમકું આગમ સુનાવે જીરેબાઈ—૫

જીરેબાઇ અમદાવાદ ધોલકા બીચ જંગલ કહીયે,
ઉસમે ચોર રહેવે અપાર જીરેબાઇ—૬

જીરેબાઇ ઉસ જંગલમે મેરી દરગા હોવેગી,
ઉઆં નાઈયા કોલી હુએ ચોર જીરેબાઇ—૭

જીરેબાઇ થોભ ચેલા ઉસકા નામજ કહીયે,
હંસકું પીર કરૂંગા કાનભમાંયે જીરેબાઇ—૮

જીરેબાઇ પીર કરૂંગા હમ સરીખા,
જાંકી પોકાર હોવે સરવે ઠાંમે જીરેબાઇ—૯

જીરેબાઇ પરીક્ષત રાજાકા અબ સુનોરે વિચાર,
સો દેવા . ગામકા હયે કામદાર જીરેબાઇ-૧૦

જીરેબાઇ બાબારામ ઉનકા નામજ કહીયે,
સર્વ ધરતી હામા ડોલ કરાવે જીરેબાઇ-૧૧

જીરેબાઇ દેવા ગામમે ઉનકુ પીર કરૂંગા,
ઉર રાખે હિંદુ કે વેસ જીરેબાઇ-૧૨

જીરેબાઇ પરીક્ષત રાજા એહીજ જાણો,
અબતો હમ હુએ તમારે પાસ જીરેબાઇ-૧૩

જીરેબાઇ આગમ વાંણી હમ તુંમકું સુણાવે,
અબ છેલે અખાડે હુવા નગારાં જીરેબાઇ-૧૪

જીરેબાઇ ભણે પીર ઇમામશાહ સુણો મોરીબાઇ,
અબ બોલનાં હોયે સો બોલો જીરેબાઇ-૧૫



# ૭૧ મું ગીનાન



(રચનાર—બાઈ બુઢાઇ)

જીરેભાઇ અબ બોલણાં કેસા તમારે સાથે,
અબતો અરજ બંદગીમે રહેના જીરેભાઇ—૧

જીરેભાઈ પાંઉ પરૂગી અબ નસા જો હોઇ,
અબ મહેર રાખો મોરાભાઈ જીરેભાઇ—૨

જીરેભાઇ અબ ડરગા જાકર વેલા આરો મોરાભાઈ,
તો દેખે પરીક્ષત સોહી જીરેભાઈ—૩

જીરેભાઇ થોભ ચેલા તેરા એસા જો કહીયે,
સોહી હમ દેખે તમાસા જીરેભાઇ—૪

જીરેભાઇ અબ વેલા થાઓ હમ ફકીર નીકાલે,
પરદેશ ભુંડેરા ભાઇ જાણુ જીરેભાઇ—૫

જીરેભાઇ તુમ વેલા આવો આપણી જગામાંહે,
કામ કરીને સધાવો જીરેભાઈ—૬

જીરેભાઇ અરજ વીનતી કરી બાઈ બુઢાઈજ બોલ્યા,
અબ તુમ હમકું ન વીસારો જીરેભાઇ—૭



# ગીનાન ૧૦ ગુગરીનાં.

## ૧ લું ગીનાન,



(રચનાર—સય્યદ ઇમામશાહ)

જીરેભાઇ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તે ગુગરીનુ તેજ અપાર જીરેભાઇ—૧

જીરેભાઈ તે ગુગરિકી પાસે એક મલાએક બેઠા,
તે જુએ સાચા મુમનની વાટ જીરેભાઈ—૨

જીરેભાઇ રાત દિવસ મલાએક સેવા માહે ઉભા,
કે સાચા મુમન કયારે આવે જીરેભાઇ—૩

જીરેભાઈ મરત લોકમાંહે જે કોઇ સાચી પ્રીતે જાગે,
તે ગુગરીને નીચે આવે જીરેભાઈ—૪

જીરેભાઇ સાચી પ્રીતે જે કોઇ ગુરનરને આરાધે,
તો તે ગુગરીને તલે બેસે જીરેભાઈ—૫

જીરેભાઇ ગુગરી તલે ગુરનર આપજ બેઠા,
તે સાચા મુમન ત્યાંજ આવે જીરેભાઇ—૬

જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે ગુગરી જો દીઠી,
તે ગુગરીનું તેજ અપાર જીરેભાઇ—૭



## ૨ જું ગીનાન.



જીરેભાઈ અમરાપુરી આગલ એક ગુગરિ જો બાંધી,
તેનું તેજ ચંદરમા સરીખું જીરેભાઈ—૧
જીરેભાઇ તેની નીચે એક ઢાલણી જો રાખી,
તે ઢાલણી પર હુર અપાર જીરેભાઈ—૨
જીરેભાઈ તે હુરા આગલ એક પરી જો બેઠી,
તે પરીના હાથ માંહે નુર નીશાની જીરેભાઇ—૩
જીરેભાઈ મરત લોકમાંહે જે કોઈ પ્રભાતે જાગે,
તે, પરી તેની જુવે છે વાટ જીરેભાઈ—૪
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે પરી જો દીઠી,
તે પરી જાણો નુરની જોત જીરેભાઇ—૫



## ૩ જું ગીનાન.



જીરેભાઈ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તે ગુગરીનું તેજ અપાર જીરેભાઇ—૧
જીરેભાઈ તે ગુગરી હેઠે એક રંગજ લાગો,
દસ આસમાનથી મલાએક આવે જીરેભાઈ—૨
જીરેભાઈ તે મલાએક દરૂદ નિમાજજ પડે,
તે સાચા રખીસરને કાજે જીરેભાઈ—૩
જીરેભાઇ મરત લોક માંહે જે કોઇ અડધી રાતે જાગે,
તેને કાજે જીકર કરે છે જીરેભાઇ—૪
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે ગુગરી જે દીઠી,
તે દીઠીયું વાતુ હમ કહેવે જીરેભાઈ—૫



## ૪ થું ગીનાન,



જીરેભાઇ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તેનુ તેજ અનંત દીસે જીરેભાઇ—૧
જીરેભાઇ તે ગુગરી નીચે એક સતીજ બેઠી,
તેનુ નામતો મહાસતી કહીયે જીરેભાઇ—૨
જીરેભાઇ તે સતીના હાથ માંહે એકજ માળા,
તેતો ફેરવે ને જીકર કરે છે જીરેભાઇ—૩
જીરેભાઇ મરત લોકમાં જે કોઇ સીલ સંતોષ રાખે,
તે સતી તેની જુએછે વાટ જીરેભાઇ—૪
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે સતીજ દીઠી,
તમે તે સહિ સાચું કરી જાણો જીરેભાઇ—૫



## ૫ મું ગીનાન,



જીરેભાઇ અમરાપુરીઆગલ એક ગુગરી જો બાંધી
તેનું તેજ ઝરિઝ દીસે જીરેભાઇ—૧
જીરેભાઇ તે ગુગરી નીચે એક રથ જો ખડા,
તિસમે અનેક મલાએક બેઠા જીરેભાઇ—૨
જીરેભાઇ તે અનેક મલાએક જીકરજ કરે,
ઉસમે જપ તપ કરે શાહાકા જીરેભાઇ—૩
જીરેભાઇ મરત લોકમાંહે જે કોઇ દો પોહરે જાગે,
તાકું વો મલાએક માગે જીરેભાઇ—૪
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે સાચુંજ બોલ્યા,
તે દીઠીયું વાતું હુમ કહેવે જીરેભાઇ—૫



## ૬ ઠું ગીનાન.

—:૦:—

જીરેભાઇ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તે ગુગરીનું તેજ અપાર જીરેભાઇ—૧
જીરેભાઇ તે ગુગરીકી નીચે એક બુરાક જો ખડા,
સો બુરાક નુરે નીપાયા જીરેભાઇ—૨
જીરેભાઇ તેની આગલે એક પુરખજ ખડા,
તેતો અશ્વ ઝાલીને ઉભા જીરેભાઇ—૩
જીરેભાઇ તે પુરૂખકે મુખમાંહે એસીજો વાણી,
આવો આવો કરીને પુકારે જીરેભાઇ—૪
જીરેભાઇ મરત લોકમાંહે જે કોઇ શાહા પીરને પીછાણે,
તો તે ગુગરી નીચે આવે જીરેભાઇ—૫
જીરેભાઇ તે મોમન બુરાક ઉપર બયઠેંગે,
તે તો સરગની સહેલ સરવે દએ જીરેભાઇ—૬
જીરેભાઇ પીર ઇમામશાહ ઇયુંજ બોલ્યા,
સાચા મોમન સોહી પીછાણો જીરેભાઇ—૭



## ૭ મું ગીનાન.



જીરેભાઇ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તેની જોત નીરમલ હોયે જીરેભાઇ—૧
જીરેભાઇ ગુગરી નીચે બીછાંણા જો પડયા,
તીસ ઉપર પુસ્તક રાખ્યાં જીરેભાઇ—૨
જીરેભાઇ તે પુસ્તક માંહે અખર અજબ,
તે માંહે લોહ કલમે લખ્યા જીરેભાઇ—૩
જીરેભાઇ તે પુસ્તક આગે એક મલાએક ઉભા,
તેના હાથે હીરા જડેયા જીરેભાઇ—૪

જીરેભાઇ ઉનકે અજવાસે તે પુસ્તક દીસે,
ઓર શાહકી સફાયતે. કાહાવે જીરેભાઇ—૫
જીરેભાઇ મરત લોકમાહે જે કોઇ રાત દિન જાગે,
અને ગુરના ગીનાન સંભલાવે જીરેભાઇ—૬
જીરેભાઇ મલાએક ઉભા તેન્યું વાડું જુએ છે,
તે પુસ્તક પાસે વેલા આવો જીરેભાઇ—૭
જીરેભાઈ જે શાહા પીરકી સાચી દસોંદજ આલે,
તે તો ગુગરી નીચે આવે જીરેભાઇ—૮
જીરેભાઇ ઉનું બીછાંણુ ઉપર ઉનકું બીઠાવે,
અને પુસ્તક પાસે રાખે જીરેભાઇ—૯
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે બીછાંણાં પર બેઠા,
તો તમે .સાચું કરી માનો જીરેભાઇ-૧૦

## ૮ મું ગીનાન,

જીરેભાઇ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તે ગુગરી છે સુરજ સમાન જીરેભાઇ—૧
જીરેભાઈ તે ગુગરી નીચે એક છત્રજ ઠલ્યા,
તીસ છત્રકા તેજ અપાર જીરેભાઇ—૨
જીરેભાઇ છત્ર હેઠે એક નરજો બેઠા,
તેતો મુમનની જુવે છે વાટ જીરેભાઈ—૩
જીરેભાઇ મરત લોકમાંહે જે કોઇ એક મન .હેવે,
તે તો બેસસે નર કે હજુર જીરેભાઇ—૪
જીરેભાઈ તે નરતો નુરે નીપાયા,
તીસકે જોતે જોત મીલાયા જીરેભાઈ—૫
જીરેભાઇ છત્ર તલે બોહોત સણગાર કીધા,
રાત દીવસ માલમ ન સુજે જીરેભાઇ—૬
જીરેભાઇ પીર ઇંદ્રઇમામદિન સાચુંજ કહેવે,
નજરો નજર મીલાવું જીરેભાઇ—૭

## ૯ મું ગીનાન



જીરેભાઇ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ તો છે અપાર જીરેભાઇ—૧
જીરેભાઇ તે ગુગરી નીચે એક ખુરસી જો રાખી,
ત્યાં હુરાંઉ છે હજાર જીરેભાઇ—૨
જીરેભાઇ હુરાઉકે હાથમાંહે નુર કંચોલા,
તે ઉભી અરદાસ માંગે જીરેભાઇ—૩
જીરેભાઇ ભરત લોકમાંહે જે કોઇ ત્રણ ટાંણા જાગે,
તે હુરાં તેની જુએ છે વાટ જીરેભાઇ—૪
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે હુરાં જો દીઠી,
તેને નુર કંચોલા છે હાથ જીરેભાઇ—૫



## ૧૦ મું ગીનાન.



જીરેભાઇ અમરાપુરિ આગલ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ જલકે અપાર જીરેભાઇ—૧
જીરેભાઇ તેની જલકાર સાતે આસમાન સુજે,
અને દેવતા સીર નમે જીરેભાઇ—૨
જીરેભાઇ ગુગરી નીચે તો મલાએક રહેવે,
તે તો કરે છે શાહસું વાત જીરેભાઇ—૩
જીરેભાઇ ઉનકે પાસ એક સીંગાસણ રાખ્યાં,
ઉનુંકા તેજ અપાર જીરેભાઇ—૪
જીરેભાઇ ઇનુંકુ આગે પીછે હુરાં જો ખડયા,
તે તો કરે છે શાહસું અરદાસ જીરેભાઇ—૫
જીરેભાઇ ભરત લોકમાંહે જે નારી આપજ રાખે,
તે હુરાં તેની જુએ છે વાટ જીરેભાઇ—૬
જીરેભાઇ પીર ઇમામશાહ અમે સાચુજ કહેવે,
તે નારી તો હુરાં માંહે ભલસે જીરેભાઇ—૭

